

# અક્કલનો એક્કો

અથવા

## ભયંકર પંજો.

( અદ્ભુત ડિટેકટીવ નવલકથા. )

એક્કાની ચમત્કારીક મંડળ.




અનુવાદક:-

સુલેમાન કાસમજી શેખભાઇ-ડારબન (નાટાલ.)





હીજરી ૧૩૪૪.] સને ૧૯૨૬. [પ્રત ૫૦૦

કીમત રૂ. ૦-૮-૦




૭૮૬

# અક્કલનો એક્કો

## અથવા ભયંકર પંજો.

### પ્રકરણ ૧ લું.

### લક્ષાધિપતી કે કમનસીબ?

એક ભવ્ય મકાન શહેરથી એક બીજા લત્તામાં આવી રહ્યું છે. મકાન નિહાળતાં એમ ભાસ થાય છે કે કોઇ લક્ષાધિપતિ રહેતો હોય, આજે સવાર થતાંની સાથે શહેરના લોકો જાણે ધરતીકંપ થવાનો હોય ને તેમ ઘરબાર છોડી જીવ બચાવવા નાસી જતા હોય તેમ આ મકાન તરફ ધસી આવતા જણાય છે કોઇ કોઇને કંઇ કહેતું નથી. જાણે પોતાને એક બીજાની ખબર મેળવવાની પણ ભાન નહી હોય. જે હજુ જાગ્યા નથી તેઓ જાણે ઉંઘમાંથી ઉઠી પોકારા મણવા માંડયાં કેમ નહી હોય ને ગાંડા જેવા બની આ મકાન તરફ આવતાં ટોળાંમાં ભેળાઇ ગયાં શહેરના રહેવાસી [illegible] પહોંચતાં કોલાહલ વ્યાપી રહ્યો હતો. એટલે ઇન્સ્પેકટર દેવપ્રસાદની સ્વારી આવી લાગતાં લોકોએ રસ્તો મોકળો કરી આપ્યો. ઇન્સ્પેકટર સાહેબે સરવે શહેરવાસીને હુલ્લડ નહી કરવાની મના કરી મકાનના ઉપલા માળે ચડવા લાગ્યા. દ્વાર ઉઘડતાં માલમ પડયું કે એક માણસની લાસ લોહીથી તરબોળ થઇ પડેલી છે. ગજબ આ શું? નગરશેઠ ચંદ્રસેનનું ખૂન? "અફસોસ" પેટમાં કટાર હજુ ભોકેલી હોવાથી કટારમાં ઝીણા અક્ષરે લખેલું હતું કે "અક્કલનો એક્કો" શું એ દુષ્ટે ખૂન કર્યું છે. અફસોસ! અફસોસ!

વાંચક ! લોકોના ટોળેટોળાં આમથી તેમ નગરશેઠના મકાને ભટકતાં હતાં તેમાં નવાઇ નથી કારણ કે ચંદ્રસેન નગરશેઠના નામે ઓળખાતો. ને સખી તેમ દયાળુ હોવાથી નગરવાસી સારી મ્હોબત રાખતા, તેમજ નગરશેઠ એક ભલો માણસ હોવાથી સરકારી ખાતામાં માન પણ હતું. એનું વધુ વૃત્તાંત આગળ આવશે માટે શું ઇન્સ્પેકટર સાહેબ ખૂનીને પકડી પાડશે ? અવશ્ય બનવું મુશ્કેલ છે. કારણ કે અકકલનો એકકો આજે લગભગ પાંચ વરસથી પકડાતો નથી. તેમ એ માણસનો પજો ભયંકર હોવાથી ખુનીને પકડવામાં કેમ કામ લેવાય છે તે આપણે જોઈશું.

ઇન્સ્પેકટર સાહેબે લાસને વધુ તપાસવાનું શરૂ કર્યું. પાછળથી દ્વાર ખુલ્યું ને ડાકટરે અંદર પ્રવેશ કર્યો.

ઇન્સ્પેકટર—આવો ડાકટર, ખુન થયાને કેટલી વાર થઇ છે તે કહેશો ?

ડોકટર-લાસને ખંતથી બરાબર તપાસ કરીને મી. દેવપ્રસાદનું ખૂન રાતના બેને ત્રણના અમલમાં થયુ છે. કટારમાં ઝેર હોવાથી ઝેરનો પ્રવેશ હજુ ચાલુ છે. આટલું બોલી આવેલા ડોકટર પાછા ચાલ્યા ગયા.

ડોકટરના ગયા પછી ઇન્સ્પેકટર સાહેબ ઉંડા વીચારમાળા ગોઠવવા લાગ્યા. એ ભયંકર ખુનીનું કામ કયા ડીટેકટીવને સોંપવું તેમજ ડીટેક્ટીવ બાહોશ અને હોશીયાર હોય તોજ પકડી શકશે. એવા અનેક વીચારો આવતાં અફસોસ કરવા લાગ્યાં. બીજી તરફ નગરશેઠનો રૂઆબ તેમ સરકારી ખાતામાં માન હોવાથી ખુનીને જરૂર પકડવોજ જોઇએ. નહી તો સરકાર શુ ધારશે ? તેમ કરેલા કામ પર પાણી ફરી જવાનો સમય આવશે. અને હું પોલીસ ખાતાનો હું ઉપરી હોવાથી મારે આ કેસમાં જાનતોડ મહેનત કરવાની જરૂર છે. પરન્તુ એક હોશીયાર ડીટેકટીવની ખાસ જરૂર છે. તે હવે મારા મગજમાં આવ્યું. સદ્‌ભાગ્યે આપણા નગરમાં મસુદ હસન પ્રખ્યાત ડીટેકટીવ

બે મહીનાથી આવેલા છે તેમનીજ આ કેસમાં ઘણી જરૂર છે જેથી હવે 'અક્કલનો એક્કો' પોતાની કુરતાં અગાડી ચલાવી શકશે નહી. તેમજ વિખ્યાત ડીટેકટીવ એકકાનું ગુપ્ત મંડળ પણ શોધી કાઢશે એવી ખાત્રી છે. ડીટેકટીવ મસુદ હસનની બહાદુરી કેટલીક વખત સાંભળવામાં આવ્યાથી હું ઘણોજ ખુશ થયો ને બેડો પાર છે સમજી મનમાં આનંદ થવા લાગ્યો વખત વધારે વ્યતિત થવાથી તેમ કસા અનુમાન પર નહી આવવાથી હું ઉઠયો પરન્તુ નગરશેઠનો છોકરો હરીચંદ્ર આવી લાગ્યો. હું થોભ્યો ને કેટલાક અગત્યના સમાચાર મેળ- વવા અર્થે હરીચંદ્રને પુછયું. હરીચદ્ર? તમારા પીતાજીના ખુન વીષે તમે કંઇ જાણો છો?

હરીચંદ્ર–જી. જેટલી મને ખબર છે તે આપને કહીશ માટે સાંભળો. ગઇ કાલ સંધ્યાકાળે મારા પીતાજી સાથે કેટલીક વાત થયા બાદ હું નિયમ પ્રમાણે મારા ઓરડામાં ચાલ્યો ગયો. નિદ્રા નહી આવવાથી ચોપડી વાંચવામાં કેટલોક વખત પસાર કર્યા પછી હું સુઇ ગયો હતો. ત્યારપછી મારા પીતાજી સાથે રાતના શું બનવા પામ્યું તેની મને કશી ખબર નથી. સવારના ઉઠતાંજ નીયમ પ્રમાણે હું મારા પીતાજીની ખબર લેવા ગયો પરન્તુ અફસોસ. દ્વાર ખુલ્લું હતું અંદર મારા પીતાની લાસ પડેલી હતી લોહી હજુ ચાલુજ હોવાથી મારાથી વધુ વખત થોભાય તેમ હતુ નહી. મે મારા નોકરને બુમ મારી એટલે તે આપને તેડવા આવ્યો. એ પછી મારૂં મગજ ભમવા લાગ્યું. હુ અચેતન થઇ ભોંય પર પડી ગયો. પછી શું બન્યું તેની પણ મને કશી ખબર નથી. હું શુદ્ધિમાં આવતાં મેં તમોને જોયાં એ સીવાય હું વીશેષ જાણતો નથી.

ઇન્સ્પેકટર–હરીચંદ્ર, ખુની બાહોશ છે માટે ઘણીજ સાવચેત રાખવાની જરૂર છે. તમે બીલકુલ બહાર નીકળશો નહી હું હમણાં

ગેટ પર જઇ બે પોલીસને મોકલું છું. માટે સાવચેત રહેજો નહી તો તમારો જીવ પણ જોખમમાં આવી પડશે. કારણકે ખુની 'અકકલનો એકકો' ખુન શું ચીજ છે તે જાણતોજ નથી. જાણે ખુન કરવું એ તો રમત છે. એવા ઘણા ખુનમાં એ પાછો હઠયોજ નથી. આજે પાંચ પાંચ વરસથી પોલીસ હારી ગઇ છે. પરન્તુ કંઇ પત્તો લાગતો નથી. એનું આખું ભયંકર ગુપ્ત મંડળથી એ બદમાશ ફાવી જાય છે પણ એને કયાં ખબર છે કે આ કેસનો પકડનાર હોશીયાર ડીટેકટીવ મસુદ હસનને સોંપવામાં આવશે. ત્યારેજ બચ્ચાજીને ખબર પડશે કે કેટલા વીસે સો થાય છે? મી. મસુદ હસનના ઘણા વખાણ સાંભળયા છે પરન્તુ હવે આ કેસ સોપી પરીણામ જોવાનુ છે હરીચંદ્ર અને ઇન્સ્પેકટર સાહેબ વચ્ચે વાત બંધ પડી. ને ઇન્સ્પેકટર કહેવા લાગ્યાં ઠીક, મી. હરીચંદ્ર કામ પડે તો ૩૦૧ પોન કરવા ચુકશો નહી. હું તથા મસુદ હસન ખુનીને બરાબર સીક્ષા અવશ્ય કરીશું માટે આપ નીરાંતે બેસી રહેશો. હરીચંદ્ર ઉમરે ૨૫ વરસનો હતો. વાતના ઉપરથી એમ માલમ પડયુ કે તે એક હોશીયાર યુવાન હતો છતા તેને દીલાસો આપી હુ મારી ઓફીસનો રસ્તો કાપવા લાગ્યો. રસ્તે ચાલતાં હું વીચારમાં પડયો કે મારે શું કરવું? ખુની પકડાશે કે કેમ! એ મોટો સવાલ તો હતો કે એકકાનુ મંડળ પકડાઇ જાય ત્યારે એકકો સેલમા પ ડાઇ જશે માટે કેવા પગલાં ભરવા પડશે તેજ ડીટેકટીવ મસુદ હસન ઘેર હશે કે કેમ જો ઘેરજ હોય તો બોલાવી આ કેસની હકીકત હમણાજ બતાવી દેવાની અગત્યતા છે. ઇન્સ્પેકટર સાહેબના વીચાર હજુ ખલાસ થવા પામ્યા નહી. એટલે તો ઓફીસ આવી લાગી પરન્તુ મગજ હજુ કામ નહી પડવાથી કોઇ પણ કામ હાથમાં નહી લેતા ખુરસી પર ગોઠવાય ગયા. ને સીગારેટના ગોટેગોટા કાઢવા લાગ્યા.

---

# પ્રકરણ:—૨ જું.

## ખૂનીની મુદ્રીકા.

---

શહેરના પુર્વ ભાગમાં એ આલીસાન મકાન આવી રહ્યું હતુ. દરેક જાતના ઉંચા રંગ મારેલો હોવાથી મકાનના રોપમાં વધારો કરી રહ્યો હતો. સુર્ય આકાશમાં બીરાજમાન હતો. મધ્યાન કાળનો સમય દિનકર પોતાના પ્રખર કિરણોથી સમગ્ર પૃથ્વીને તપાવી રહ્યો હતો. આ સમયનો લાભ લઇ એક યુવાન જોરાવર પચીસ વરસની ઉમરનો જાણે કઇ વધુ કામકાજના લીધે થાકી કેમ નહી ગયો હોય, તેમ એક આરામ ખુરસીમાં પડયો પડયો એક રસભરી ચોપડી વાચવામાં રોકાયો હતો; કે તે કોઇ ખાનદાનનો છોકરો હોવો જોઇએ. તેની આંખોના પલકારા ઉપરથી એમ અનુમાન થતું હતું કે તે કોઇ બાહોશ અને હુશીયાર જુવાન છે. કેટલીકવાર પછી ચોપડી ટેબલ પર મુકી કંઇ વીચાર કરવા લાગ્યો હોય એમ જણાતું હતું. પરન્તુ તરતજ ટેલીફોનની ઘંટડી ટનટન વાગવાથી તે ચમકયો. તેની વીચાર માળા તુટી ગઇ ટેલીફોને પોતા તરફ ધ્યાન ખેચ્યું એટલે યંત્રની ભુંગળી કાનમાં રાખી, કહેવા લાગ્યો કોણ છો. હું મસુદ હસન વાત કરૂં છું.

જવાબ મળ્યો. હું ઇન્સપેકટર દેવપ્રસાદ, તમે પોતે મળી આવ્યા એથી હું ખુશી થયો છું. મસુદ હસન દેવપ્રસાદનું નામ સાંભળી નવાઇ પામ્યો નહી કારણ ઇન્સ્પેકટરની સાથે ગાઢ પરીચય હતો તેથી દીવસમાં એકવાર ટેલીફોન તો ખરોજ. પણ આજનું રૂપ બીજીજ રીતે હોવાથી મસુદ હસન પુછવા લાગ્યો. કેમ ઇન્સ્પેકટર સાહેબ ખેરીયત તો છે ને.

ઇન્સ્પેકટર–જી હા. ખેરીયત તો છે પણ એજ ચંદ્રસેનનગરશેઠનું ખુન થયુ છે માટે સત્વર આવવા તસ્દી લેશો. મામલો ગંભીર છે. મસુદ હસન–ઠીક હું હમણાજ આપને આવી મળું છું બોલી યંત્ર ગોઠવી તરત મસુદ હસન ઇન્સ્પેકટરની ઓફીસે આવવા લાગ્યો. રસ્તે આવતા તે વીચારના વીમળે ચડયો. ખુની કોણ હશે ! આવા મોટા શહેરમા ખુન કરવામાં કેમ ફાવ્યો હશે ! તે વળી નગરશેઠનું ખુન જેના ઘરમાં રાત દીવસ ચાલુ વસ્તી હોય. ભાડાની ગાડીમાં બેઠેલા હોવાથી તેની વીચારમાળા પુરી થઇ નહી એટલે તો ઇન્સ્પેકટરની ઓફીસ આવી લાગી. તરત ગાડીવાળાને ભાડુ આપી ઓફીસમાં પ્રવેશ કર્યો. જતાની સાથેજ ઇન્સ્પેકટર સાહેબે સાર્જેમજી બોલી મને વધાવી લઇ ખુરસી આપી. પછી માટે શું કરવુ તે તો વાચક સમજી ગયો હશે.

મસુદ હસન–ઇન્સ્પેકટર સાહેબ આજે નગરશેઠનુ ખુન થયું છે !

ઇન્સ્પેકટર–હા મી. મસુદ આ કેસમા આપની ખાસ જરૂર છે. તેથીજ તમોને ટેલીફોન કર્યો, માટે હું તમને સરવે હકીકત જણાવી દઇશ. ત્યારપછી આપનો શો મત છે તે જણાવશો. ખુની માણુસ ભયકર છે તે વળી 'અકકલનો એકકો' છે.

મસુદ હસન–તમે કેમ જાણો કે ખુની તેજ છે ?

ઇન્સ્પેકટર–નહી મી મસુદ હું ચોક્કસપણે કહુ છું કારણકે કટાર હજુ પેટમા ગોચેલી છે. કટારપર ઝીણા અક્ષરે "અક્કલનો એકકો" લખેલું છે. તે ઉપરથી 'અક્કલનો એકકોજ' ખુની છે. એમાં જરાપણ સદેહ નથી. માટે તમે શું ધારો છો ?

મસુદ હસન–હું જ્યા સુધી લાસને જોઉં નહી ત્યાં સુધી કસા અનુમાન પર આવવાનો નથી માટે હુ નગરશેઠના મકાને જાઉં છું. સામે ભાડાની ગાડી ઉભેલી હતી, તેમાં હુ ચઢી બેઠો. ને શેઠના મકાને જોત જોતામાં આવી લાગ્યો. ઉપર જઇ લાસની તપાસ કરવા લાગ્યો

તો જણાયું કે ખુન કટારથી થયલું છે. નામ પણ બરાબર એકકાનુંજ હતું. છતાં મને વીસવાસ બેઠો નહી. મેં ચોતરફ બરાબર તપાસ કરી પણ કોઈ ચીજ મળી નહી; પરન્તુ લાસને જરાક ખસાડતાં એક વીંટી મળી આવી. તેમાં "હ" શબ્દ કોતરેલ હતો તે જોઇ હું વીચારમાં પડયો. આ "હ" નામનો માણસ કોણ ત્યારે એકકો ખુની નહી. ખૂની કોણ? હું વિચારના મહાસાગરમાં ડુબવા લાગ્યો. એટલે બહારથી કોઇના આવવાના ભણકારા વાગતાં હું સ્થીર ઉભો રહ્યો. દ્વાર ખુલ્યું ને ઇન્સ્પેકટર સાહેબ આગળ થયા, કેમ મી. મસુદ કેટલે દરજ્જે પહોંચ્યા છો? તે જરાક કૃપા કરી જણાવશો. મે જવાબ દીધો અવશ્ય મને બીજી એક નવી બાતમી મળી છે.

ઇન્સ્પેકટર–તે શું?

મસુદ–આ રહી જુઓ. આ કોની વીંટી છે તે આપ પારખી શકશો ઇન્સ્પેકટર વીટીને બરાબર તપાસ કરીને હા હવે હું ઓળખ્યો મારા દોસ્તની. તમારો દોસ્ત વળી કોણ? મારો ખાસ દોસ્ત હરીલાલ. જે રીચીરોડમાં રહે છે તે.

મસુદ–(વિચાર કરીને) એ વળી બીજુજ નીકળ્યું.

ઇન્સ્પેકટર–કેમ તમે કોને ધારો છો? મી. મસુદ હું તો ધારતો હતો કે હરીચદ્ર નગરશેઠનો પુત્રની હોવી જોઇએ.

ઇન્સ્પેકટર–એમ તો બનેજ નહી કે પોતાના પીતાજીનું પુત્ર ખુન કરે. મસુદ હસન ખૂનનો સવાલ નથી.

મસુદ હસન–ત્યારે તમારો સ્નેહી હરીલાલ ખૂની, કે હરીચંદ્ર ખૂની, કે 'અક્કલનો એકકો' ખૂની? એ ત્રણમાંથી ખૂની કોણ? મામલો ગંભીર. માટે ઇન્સ્પેકટર સાહેબ ઘરમાં કોઇ છે કે? કેટલા માણસો રહે છે? તે તપાસ કરશો. અવશ્ય. ઇન્સ્પેકટર સાહેબ તપાસ કરવા ગયા પછી હું વીચાર કરવા લાગ્યો. જો હરીલાલ ખૂની હોય તો આ

ગામમાંથી છટકી જાય. ખુન કરી ખુની નગરમાં રહે ખરો ? એ બનવા અસંભવિત છે. તેમ 'અક્કલનો એક્કો' ખુની હોય તો કટાર મુકી શું કરવા જાય એ પણ ભેદ ભરેલું છે, જો નગરશેઠનો પુત્ર ખુની હોય તો તે પણ ટકે નહી પુત્ર પીતાજીનુ આવું ભયંકર ખુન કરે એ કલ્પના પણ દુર્લભ છે. ત્યારે ખુની કોણ એટલામા ઇન્સ્પેકટર દેવપ્રસાદ તપાસ કરીને પાછા આવ્યા. મી. મસુદ હરીચંદ્ર ઘેર નથી તે કંઈક બહાર ગયો છે. પરન્તુ તેનો જુનો નોકર હાજર છે. જો આપની આજ્ઞા હોય તો બોલાવુ.

મસુદ–બોલાવો. મારે કેટલીક જુબાની લેવાની છે.

ઇન્સ્પેકટરે–હાક મારી સીવપ્રસાદ સીવપ્રસાદ ઉપર આવો ડીટેકટીવ સાહેબ મળવા માગે છે આજ્ઞા થતાં નગરશેઠનો જુનો નોકર જેનું નામ સીવપ્રસાદ હતું તે હાફ્લો ફાફ્લો બની આવી લાગ્યો.

મસુદ હસન–તું નગરશેઠનો જુનો નોકર છે.

નોકર–જી હા,

ડીટેકટીવ–તારૂં નામ.

નોકર–સાહેબ મારૂં નામ સીવપ્રસાદ.

ડીટેકટીવ–કેટલા વરસથી આ શેઠને ત્યાં નોકરી કરે છે ને તારૂં ઘર કયાં છે?

નોકર–સાહેબ હું ગરીબ છું, મારૂં કોઈ નથી. મારી આવી ખરાબ સ્થીતી જોઇ નગરશેઠે મારા ઉપર દયા કરી મને નોકરીમાં રાખી બે વરસ વીત્યા પછી મારા લગ્ન કરાવ્યાં આજે દસ વરસથી હું તેમની તાબેદારી કરૂં છું. મારી એ મુદતમાં વફાદારી છે.

ડીટેકટીવ–તારા સિવાય કેટલા બીજા નોકર રહે છે ? તે સાંજે ઘેર જાય છે કે કેમ ? તે હાલ કયાં છે ?

નોકર—સાહેબ મારા સીવાય એક બીજો નોકર છે. જે દ્વારપાળ તરીકે રહે છે. ને એક દાસી નગરશેઠની પુત્રીની સંભાળ રાખે છે. દાસી તેમ એ નોકર આજે સવારથી જણાતા નથી. તેમ હમારા શેઠના પુત્ર પણ ક્યારના ગયા છે. તેમાંથી હજુ કોઇ આવ્યુજ નથી.

ડીટેકટીવ-ઇન્સ્પેકટર સાહેબના આવી ગયા પછી કોઇ આવ્યું હતું.

નોકર—જી ના. ત્યારથી હું બેઠેલો છું.

ડીટેકટીવ—પેલા નોકરનું શું નામ છે.

નોકર—કેસવજી.

ડીટેકટીવસાહેબ—સીવપ્રસાદ તમારા શેઠનુ ખુન થયું ત્યારે તમે ક્યાં હતાં.

સીવપ્રસાદ—સાહેબ હું અહીંઆજ હતો.

ડીટેકટીવ—ત્યારે ખુન વીષે તમોને ખબર હશે.

સીવપ્રસાદ—હું નીયમ પ્રમાણે દરરોજ બરાબર તપાસ કરી સુવા જાઉં છુ તેમ રાતે પણ ચોકકસ કરી મરી પથારીએ પડયો. પડતાની સાથે નીંદ્રા આવી જેથી હું ઉંગી ગયો. પણ લગભગ બાર વાગાનો અમલ થતાં હું એકાએક જાગૃત થયો. એટલે મને ચાલીમાં કોઇ ચાલે છે, એમ લાગવાથી ફાનસ હાથમાં પકડી હું બહાર નીકળ્યો. જેવો હું નીકળ્યો તેવોજ મને જોઇને અજાણ્યો માણસ સંતાવા લાગ્યો. મને ખાત્રી થઇ કે કોઇ બદમાસે અંદર પ્રવેશ કર્યો છે. માટે હું વધારે સાવચેત થઇ અગાડી વધ્યો પણ અફસોસ. કોઇએ મારી પછવાડેથી આવી ગળુ જોરથી દાબ્યું. એટલે મારા હાથમાંથી ફાનસ ભોયપર પડી જવાથી બુજાઇ ગયુ. જેથી અંધાર વચ્ચે હું તેનું મોં જોઇ શકયો નહીં. અજાણ્યો માણસ જોરાવર હોવાથી મને મોંમાં ડુચો મારી, મારા હાથ પગ બાંધી, તે ક્યાંક અદૃશ્ય થઇ ગયો. મને વધારે વાગેલું હોવાથી હું બેભાન થઇ જમીનપર ઢળી પડયો. તે પછી શું બનાવ બન્યો તે મને કશું ખબર નથી.

મસુદ હસન–ઠીક, સીવપ્રસાદ જા. હવે તારૂં કામ નથી.

મસુદ હસન–ઇન્સ્પેકટર સાહેબ મારે જેમ બને તેમ દાસી તેમ કેસવજીને શોધી કહાડવા જોઇએ. કારણ કે એ બે બદમાસનાજ માણસ હોય એમ લાગે છે. જો એ બે મળી આવે તો કેટલીક નવી બાતમી મેળવવામા આવે. વીજય પામશું માટે વખત પસાર કરવામાં પ્રયોજન નથી. સામે રસ્તા પર કોઇ વ્યક્તી આ હીલચાલ જોઇ રહી હતી. તેને જોતાંજ હું ઉતાવળે નીચે ઉતર્યો. પરન્તુ ત્યાં કોઇ મારા જોવામાં આવ્યું નહી જેથી હું વધારે ચીન્તા કરવા લાગ્યો. તે માણસ ક્યાં ગેબ થઇ ગયો હશે, બદમાસની ટોળીનો માણસ લાગે છે આટલી બધી હીલચાલ પર નજર રાખતા જણાય છે. એકદા કરતાં મારે કેસવજી અને દાસીની ખબર લેવાની અગત્ય હોવાથી મે એક બ્રાહ્મણ જેવો વેશ ધારણ કર્યો પાસેજ એક વેજીટેરીઅન હોટલ હોવાથી તેમાં ભરાયો ખરો પરન્તુ મારો ઉદ્દેશ પુર્ણ નહી થવાથી હું ઉઠવા લાગ્યો. એટલે કેટલાક માણસો હોટલમાં દાખલ થવાથી હુ ઉઠતો ઉઠતો બેસી ગયો. કારણકે આ ટોળીમાંથી કંઇ પણ નવી જુની બાતમી મળશે. પરન્તુ સરવેની નજર મારા ઉપર હતી. હું મનમાં સમજ્યો. શુ એ લોકો મને ઓળખી ગયા હશે! તેમ તો બને નહી. કારણકે આ વખત મારો વેશ તદન બ્રહ્મણ જેવોજ હતો. કોઇ મને પારખી કાઢે એ શક્ય હતું છતા હું સાવચેત થયો ને હોટલના છોકરાને હાક મારી છોકરો આવી લાગવાથી મેં ચાહ લાવવાનું કહ્યું. જરાકવાર નહી થઇ હશે છોકરો ચાહ લઇને આવી લાગ્યો. ત્યારપછી મારે શું કરવુ જોઇએ તે વાચકપર મુકી દઉં છુ. માટે તું પણ ભાગ લે. ચાહનું પ્યાલુ અંતે ખાલી હતું કારણકે મારા પેટે કબજો મેળવ્યો હતો. મારી નજર એક ટાંગેલા પાટીયાપર પડી તેમાં નીચે પ્રમાણે લખેલું હતું.

"સદ્ગૃહસ્થોને શ્રીમન્તો ૧૫ મીનીટથી વધુ ટેબલ પર રોકાઓ નહી. જેથી ઉપકાર થશે." જો કે ૯ ને દસ મીનીટ પસાર થઇ ગઈ હતી. વધુમાં મારે ફક્ત પાંચ મીનીટથી વધુ થોભાય એમ હતું નહી. જેથી મને ચીન્તા થવા લાગી. હોટલમાં આવ્યા પછી કંઇપણ નવી બાતમી મળી નહી, માટે મારે હવે શું પગલા ભરવા એજ વિચારમાં હું રોકાયો. મને અત્યંત ખેદ થવા લાગ્યો. હજુ મારૂં વાક્ય પુરૂ નહી થયું હશે, એટલે મારો ખભો પાછળથી કોઇએ જોરથી દબાવ્યો. આવેલો મનુષ્ય મારા હાથમાં ચીઠ્ઠી આપી. જે વાચીને હું દીગમુઢ બની ગયો. ઓ ખુદા તારી કુદરત અપાર છે, મારા મન સાથે અનેક વીચારોએ કાણુ જમાવી દીધો હતો. ખરી વાત છે કે દરેક જન-જનાવર પશુ-પક્ષીથી વધારે મનુષ્યને ઉપરી બનાવેલું છે. જ્યાં મનુષ્ય જઇ શકે ત્યા પક્ષી પણ ઉડી શકતું નથી. વાંચક તમે વીચારમાં હશો કે ચીન્તામા શુ હતું જે વાંચી હુ વિચારમાં પડી ગયો.

આજે મારો ખાસ સ્નેહી મને અમુક ઠેકાણે મળવા આવેલો હતો. પરન્તુ મારો દોસ્ત કેમ જાતે મળવા નહી આવેલો હોય. કારણ ચીઠ્ઠી લખી મારી ખબર મળતાં તેણે બરાબર મોકલી હતી. જેથી મને કેટલેક અંશે દગો માલમ પડવાથી હું વધારે ચીન્તામાં ફસાયો. જો કે ચીઠ્ઠી લાવનાર મનુષ્ય હજુ મારી પાસે ઉભેલો જ હતો

વધુ નહી રોકાતાં હું મલવાના નિશ્ચયપર આવ્યો. અરે આ વીર નર આવા હજારો બદમાસોને ફસાવી સરકારને સ્વાધીન નહી કરે ત્યાં સુધી નીરાતે બેસેજ કેમ. માટે ચાલ વિરલા જો કે તારા સ્નેહી છે કે દુશ્મન. આવેલા ભેદી મનુષ્ય સાથે રસ્તો માપવા લાગ્યો. રસ્તામાં આવા ઉચ્ચ વિચાર આવવાથી જાણે કેમ મારા મનમાં નવચેતન આવ્યું હોયને કેમ મારૂં સાક્ષી પુરતુ હોય કે વીર માણસો કદી બીતાજ નથી. ભય શું ચીજ છે તે જાણતાજ નથી. તે વળી તું જગજાહેર મસુદ હસન પ્રખ્યાત ડિટેકટીવ.

પ્રિય વાંચક, તું વિચારમાં હશે કે એ ભેદી માણસ કોણ હતો. તેમ આવેલો સ્નેહી કયાથી આવ્યો હતો તે જણાવવા પહેલાં હુ આગળ વધીશ નહી. માટે તારા મનને પણ શાંત કર.

હોટલમાં ચીઠ્ઠી લાવનાર મનુષ્ય ગામનોજ રહેવાસી હોય એમ ભાસ થતો હતો. ચીઠ્ઠી મારા હાથમાં મૂકયા પછી હુ નીચે પ્રમાણે વાંચવા લાગ્યો.

વ્હાલા મિત્રઃ—

હું અલીગઢથી આજે સવારની ગાડીમાં આવ્યો છું. મારો ઉતારો કયાં છે તે ચીઠ્ઠી લાવનાર બતાવશે માટે મારી મુલાકાત લેવા અત્રે ચૂકશો નહી. જાતે મલાયું નહી તેથી દરગુજર કરશો. તમે અહીંઆ તો અવશ્ય આપણી ઘણા દિવસની મુલાકાત થશે. માટે જરૂર પધારશો.

હું છું આપનો ખાસ મિત્ર, **નાથાલાલ.**

નાથાલાલ મારો ખાસ સ્નેહીની સાથે ભણેલો હોવાથી તેની સાથેજ પરીક્ષા પાસ કીધેલી હોવાથી તે જરૂર મારી મુલાકાતે આવેલોજ હશે. એમ ધારી હું ઉતાવળે ચાલવા લાગ્યો. ચીઠ્ઠી લાવનાર માણસ પણ મારી સાથેજ હતો.

આ વખતે હમે બોલાવેલ મકાને આવી લાગ્યા હતા જેથી હું માળપર ચઢવા લાગ્યો ત્યારે મારી સાથે આવેલો માણસ જણાયો નહી. હશે! આવતો હશે. એમ ધારી હું ઉપર ગયો. પરન્તુ આ મકાન સુન્ય હોવાથી જાણે કેટલાક દીવસથી કોઇ રહેતું નહી હોય એમ ભાસ થતો હતો. બાજુમાં એક નાની કોટડી ખુલી હોવાથી મારી નજર તેનાપર પડી. જોતાની સાથે ઓ ખુદા આ ચમત્કારીક બનાવ. પેલી દાસી જે નગરશેઠને હતી તેનું ખુન. અફસોસ ! નીર્દોષનું ખુન. બદમાસે પોતાના સ્વાર્થ ખાતર આ ભયંકર બનાવ કર્યો છે. ખુની 'એકકા' સીવાય બીજો

કોઇ નહી. એ નરાધમને મોટામાં મોટી શીક્ષા થવી જોઇએ. ખુન કરવું એ તો આનન્દ માને છે. દાસીનુ ખુન જ્યાં લાસ પડી હતી ત્યાં કરવામાં આવ્યું નથી. કોઇ અન્ય ઠેકાણે ખુન કરી મને બતાવવા સારૂ બદમાસે એમ કીધુ હશે હવે મારી શંકા ખરી નીવડી હોવાથી મને અનેક વિચારોએ ઘેરી લીધો હતો. મારૂ શરીર સ્થિર રહ્યુ નહી પરન્તુ શું કરૂં વખત એવો હતો કે એક સેકન્ડ ખોટી થાઉં તો મારા ઉપર વિપત્તી આવી પડે એમ હતું. મારે શુ કરવું? મારી સાથે આવેલા માણુસનો પીછો પકડવો કે દાસીની લાસને ઠેકાણે પાડું કે પોલીસ ઇન્સ્પેક્ટરને ખબર કરૂં! ખરેખર હું એક મહામુસીબતમા આવી પડયો હતો. પરન્તુ સરવે વિચારોને તીલાન્જલી આપી ચીઠ્ઠી લાવનાર માણુસનોજ પીછો પકડવો એ દૃઢ નિશ્ચય પર આવ્યો. વધુ વાર નહી રોકાતા હું તરતજ પાછો ફર્યો. પણ અધૂરામાં પુરૂ લાસની બાજુએથી એક રક્તથી લખેલી ચીઠ્ઠી મળી આવી. તેમા નીચે પ્રમાણે લખેલુ હતું.

મી. મસુદ હસન,

આપને વધુ કામ સોંપતાં મને દયા ઉત્પન્ન થાય છે પરન્તુ તેમ કર્યા વગર તમારે ને મારે છુટકો નથી. જો સમજી જાઓ ને હમારો પીછો મુકી દેશો તોજ તમારી ઉન્નતી છે. સાથે એટલુ પણ યાદ રાખશો કે ખુનીની શોધમાં તમે ફર્યા કરો છો, તેને પકડવાને હજુ કોઇ દુનીયામા જન્મ્યોજ નથી. આવતા અવતારમાં જન્મશે કે કેમ તે પણ કહેવાય નહી. પણ એટલેથીજ હમારો પીછો પકડવા ભટકશો નહી. જે દાસીની શોધમાં તમે નીગમન હતા તેનેજ હમે તમારે સ્વાધીન કીધી છે માટે હમારો ઉપકાર માનવા ભુલશો નહી.

લી૦ 'અકકલનો એકકો.'



# પ્રકરણ:—૩ જું.

## વીલ કોના નામ પર થશે ?

—(૦)—

રાત્રીના દસ વાગી ગયા હતા. નગરમાં સર્વત્ર ચુપચાપ થઇ ગયું હતું. રસ્તા પર કવચીત ફ્રાનસની ઝાંખી રોશનીથી આવનાર જનારનું મોં સુજી શકતું હતું એવા પ્રસંગે એક પ્રપંચી મકાનના દિવાનખાનામાં એક યુવતી વિચાર ગ્રસ્ત દશામાં આંટા મારતી હતી ઘડીમાં પાસે પડેલી આરામ ખુરસીપર પડતું નાંખતી, ઘડીમાં ટેબલ આગળની ખુરસી પર બેસી, કંઇક વિચારમાં પડી જતી હતી. જીવન તેને કારમીક લાગતું હતું. જીવું તેના કરતાં મરણને શરણે થાવું વધુ પસદ કરતી હતી. પરન્તુ વૃદ્ધ પીતા હજુ હયાત હોવાથી કંઇક વિચાર આવતો હતો. બીજી તરફ પોતાની માતા પરલોક સીધાવી ગઇ હોવાથી હમેશાં ચીન્તા કરતી હતી. પરંતુ મનુષ્ય ધારે તે થવું અસભવીત હતું.

ચંદ્રસેન જે નગરશેઠના નામે ઓળખાય છે. તે ઉંમરે પહોંચેલો હતો વૃદ્ધાવસ્થાને લીધે વધારે કામકાજ જોવાનું નહી હતું. તેમ પુત્ર ખરાબ રસ્તે ઘેરાયલો હોવાથી બધી સામટી માલ મીલકત વેચી નાણા બેન્કમાં જમા કરાવ્યાં હતાં ફકત રેહવાનુ ઘર રહેવા દીધુ હતું.

આજે શરીરમાં કંઇ વેદના થવાથી ખાટલે પડયો પડયો વિચાર માળા ગોઠવતો હતો. આ વખત તેની પ્રાણપ્રીય પુત્રી કનકપ્રભા પાસેજ બેઠી હતી. પીતાજીના મોનાં સુવાકય તે અજાવવા આતુર થઇ રહી હતી. વૃદ્ધ નગરશેઠ પુત્રીને સંબોધી કહેવા લાગ્યો કનકપ્રભા મારી સ્થીતી તદન બગડી ગઇ લાગે છે. તેમ તારા સીવાય મારૂં કોઇ નથી. માટે પ્રભુ તારૂ કલ્યાણ કરો. આટલું બોલી નગરશેઠ ધ્રુજવા લાગ્યો.

આ જોઇ કનકપ્રભા ગભરાઇ જઇ પુછવા લાગી. શું છે? પીતાજી તમો-ને શું થાય છે ? શું લાવ કોને બોલાવું? ને આજ્ઞા હોયતો ડાકટરને બોલાવું. કંઇ નહી. કન્કા એતો જરાક દુખી આવ્યું હતું, ગભરાઇશ નહી.

કનકપ્રભા—નહી પીતાજી તમારો ચેહરો બદલાઇ ગયો લાગે છે. માટે તમોને રોગ લાગુ પડયો હેય એમ જણાય છે માટે ડાકટરને તેડાવું?

નગરશેઠ—બેટા કનકપ્રભા સેક્રેટરી સાહેબને તરતજ બોલાવી લાવ મારે કેટલીક ચીજો કેહેવાની છે પાંચ મીનીટ નહી થઇ હોય એટલે સેક્રેટરી આવી લાગ્યા શું છે નગરશેઠ.

નગરશેઠ—સેક્રેટરી સાહેબ, હવે મારો અંત આવેલો લાગે છે માટે એક નવું વીલ બનાવવા મેં તમોને બોલાવ્યા છે તે સત્વર તૈયાર કરી લાવશો.

સેક્રેટરી જેહરામ વીલ બનાવવામાં ગુંથાયો.

વાંચક ! શું નગરશેઠ પોતાના પુત્ર હરીશ્ચંદ્રને વીલમાં દાખલ નહી કરે ? તે તેને વીલમાંથી બાતલ કરશે ? શું તે હકદાર નથી ? એને વીલમાં દાખલ કરેજ કેમ. જો વીલ પુત્રના નામથી થાય અથવા ભાગ આપે તો કનકપ્રભાને રખડી જવાનો વખત આવે.

નગરશેઠ આ વખતે ખાટલામાં શાંતપણે પડયા હતા. કનકપ્રભા આવેલી જોઇ કહેવા લાગ્યા, બેટા કનક મારા પછી તારૂં કોઇજ નથી. તેમ તારી માતા પણ નથી. જેથી તારી સંભાળ કોણ રાખશે ! તારૂં શું થશે ? કેવો ભયકર વખત. પોતાના પીતાજીના આવા દલગીરભર્યા શબ્દો સાંભળી કનકપ્રભા રડી પડી આ વખત આંસુ જળબીન્દુ પોતાનું કામ પુરવેગે કરતાં હતાં. પરન્તુ પીતાજીની આવા સ્થીતી જોઇ હૃદયને કઠણ બનાવીને બોલવા લાગી, પીતાજી આપ ગભરાઓ નહી, જે સરવેનું થશે તે મારૂં પણ થશે. માટે ફીકર કરશો નહી, પીતાજી હું એકલી આવા મોટા બંગલામા જયાં જનસુન્ય છે ત્યાં રહી શુ કરીશ ?

કંઇ નહી કનક એમાંજ તારૂં કલ્યાણ થશે. તું ગભરાઇશ નહી. રાત્રી વધુ વીતી ગઇ છે; માટે તુ આરામ લે. મારી ચીન્તા કરીશ નહી. સવારે વધુ ખુલાસો કરીશું માટે અત્યારે જા.

નહી નહી પીતાજી તમોને મૂકી હું નહી જાઉં તમે મારા એક-ને એક પીતાજ હોવાથી તમોને જોઇ જીવી રહી છુ. હવે મારૂં શું થશે? છેલ્લા શબ્દ પણ દુઃખી અખળાથી બીલકુલ બોલાયા નહી. માથુ ભમવા લાગ્યું, ભયકર સુરતી દેખાવા લાગી, આંખમાથી જળ બીન્દુઓ પોતાનું કામ સારી રીતે કરી રહ્યા હતા, અચેતન થઇ તે ભોય ભેગી થઇ ગઇ. પાછળથી દ્વાર ખુલ્લુ ને સેક્રેટરી સાહેબે પ્રવેશ કર્યો. કનકપ્રભા નીચે પડેલી હોવાથી જરાક ગભરાયા. નગરશેઠ તરફ જોવા લાગ્યા નગરશેઠ જાણે કોઇ સ્વપ્ન જોતા હોય, તેમ પડયા હતા. પરન્તુ ઓરડામાં કોઇના પગનો અવાજ સાભળી એટલે સેક્રેટરીને આવેલા જોઇ, હુશીયાર થયા; એટલે સેક્રેટરીએ હાથમા વીલ મુકતા કહ્યુ. નગરશેઠ આ લ્યું તમારૂ વીલ; કહ્યા મુજબ બનાવેલુ છે. કેટલીકવાર સુધી વાચી નગરશેઠના શરીરમા કેમ નવચેતન નહી આવ્યું હોય, તેમ સેક્રેટરીને ઉદેશી કહેવા લાગ્યા. મી. જેઠરામ તમે મારી વહાલી કનકપ્રભાને કઇ પણ ઓછુ આવવા દેશો નહી. કારણકે મારા સીવાય તેનું કોઇજ નથી. તેમ આ વીલ મારા વકીલને સોપી દેશો.

સેક્રેટરી જેઠરામ—નગરશેઠ આપ કનકપ્રભા વીશે નચીંત રહો મારૂં બનતુ હું અવશ્ય કરીશ. નગરશેઠે કનકપ્રભાને યાદ કર્યાથી સેક્રેટરી પાછા ફરીને જોએ, પણ કનકપ્રભા કયારની ઉઠી પોતાના ઓરડામાં ચાલી ગઇ હતી.

નગરશેઠ—મી. જેઠરામ મારો તમારા પર પુરો ભરોસો હોવાથી એક અગત્યનું કામ તમોને સોપું છું; માટે આશા છે કે તમે સ્વિકારી મારા આત્માને સંતોષ કરશો.

અવશ્ય કરીશ. નગરશેઠ શું છે ! જલદી કહો.

નગરશેઠ–મારી એકની એક લાડકી પુત્રીના લગ્ન હજુ સુધી થયા નથી; તેમ એ કુંવારી હોવાથી મને અત્યંત ખેદ ઉતપન્ન થાય છે. આટલું બોલવા પામયા હતા. કે સેક્રેટરી બોલી ઉઠયો. આપ અફ઼સોસ કરશો નહી. હું કનકબેનના સારી જગ્યાએ લગન કરાવી આપીશ; માટે તમે નીરાંત રહેશો. નગરશેઠને મી. જેહરામના સંતોષકારક જવાબ સાભળી કેટલેક અંસે ખુશાલી ઉત્પન્ન થઇને ચેહરો ખીલી નીકળ્યો હતો. મી જેહરામ પોતાના ઓરડામા ચાલ્યો ગયો. હવે નગરશેઠ કંઇ બીજાજ વિચારના પંજામાં સપડાયા હતા તે અગાડી જણાશે.

વાંચક જેહરામ સાથે છેલ્લી વાત કરતાં નગરશેઠે કહ્યું કે મી. જેહરામ આપ સવારે વેલા પધારશો મારે કેટલી૰ ગુપ્ત વાતો કરવી છે. પરન્તુ સવાલ આવીને અટકયો હતા કે સેક્રેટરી સાહેબ સાથે સવારમાં મુલાકાત થશે કે કેમ ! તેમ કનકપ્રભા પોતાના પીતાજીને જોશો કે કેમ ! ઓ પ્રભુ દુન્યા અકારી છે. તારી કુદરતની બલીહારી છે એજ નગરશેઠના મકાનમા મનુષ્યનો આવજાવ, નોકર ચાકરીનો ધમાલ, નાચ રંગની બેઠક મોજમજાથી ભરપુર, ભલભલાની આવજાવ, નગરવાસીઓની દોડમ દોડી, ઇજતવાળાઓની હક હંમેશની બેઠક ત્યાં આજે એ મંદ પડતો પ્રકાશ બરપા કરતો હતો. ને જ્યાં માણસોથી ઝંપવુ તેની જગાએ નગરશેઠ એકલા ખાટલાપર અફ઼સોસ કરતા પડયા છે. ઓ ખુદા ! તારી કુદરત અપાર છે. રાતના સાડા અગીયાર હોવા છતાં નગરશેઠની નીદ્રા દેવીએ પોતાનો કબજો મેળવ્યો ન હતો. જેથી નગરશેઠની ચીન્તામાં વધારો થતો હતો. મહાસાગરના ઉંડા જળમાં ગોથા ખાવા લાગ્યાં પરન્તુ પાર આવે તેમ હતુ નહી. ઘડીયાલમા બારના ટકોરા વાગતાં નગરશેઠ ચમકયાં હો ! હો ! હજુ નીદ્રા કેમ આવતી નથી ! આજે શું થયું છે ! એમ અનેક વિચારો કરવા લાગ્યા. અચાનક નગરશેઠના

મોંમાંથી આ શબ્દ નીકળી પડયા." મેં શું પાપ કર્યું છે કે આટલો બધો દુખ વેઠવાનો વખત આવી લાગ્યો છે ! પરન્તુ સાથેજ એક બહારથી અવાજ આવ્યો. આ દુઃખ તો કંઇ નથી. નગરશેઠ હવે પછી વખત આવશે માટે ગભરાશો નહીં.

આ ગેબી અવાજ સાંભળી નગરશેઠના હોંસકોસ ઉડી ગયા. પોતે મનમા વિચારવા લાગ્યા રાતના બાર વાગે મારા મકાનમાં બોલનારો કોણ હશે ? બદમાસ લોકો આજે મારી પ્રાણપ્રીય પુત્રીને હરણ કરવા આવ્યા છે તેમ નહી હોય તો એ માણુસ કોઇ દુશ્મન વગર એમ કહે નહી એમ અનેક વીચારોએ ઘેરી લીધા હતા. આ વખત મારૂં માથુ ભમવા લાગ્યું. મારૂં શરીર ધ્રુજવા લાગ્યું બોલવાની શકતી બંધ પડી ગઇ. મને શુ કરે છે તે સુજયું નહી. પાછળથી દ્વાર ખુલ્યું ને એક ભયંકર મુરતી પ્રવેશ થઇ. આવેલી મુરતીનું મોં દેખાય એવું હતું નહી. ફકત મોંપર ઓઢેલા કપડાપર પંજાનો ચીન્હ જણાયો. એ ભયંકર પંજાને હું સારી રીતે ઓળખતો હતો કે કેવો ભયંકર પંજો છે ! આ પ્રસગે મારી શી વલે થઇ હશે તે વાંચકે ધારી લેવું. આવેલી મુરતી મારા તરફ ધસી આવી ને સવાલ કીધો ચદ્રસેન વીલ કયાં છે ? તરત સ્વાધીન કરો. નહીં તો પસતાવો થશે માટે વગર વીચારે સ્વાધીન કરી જીવને બચાવશો; તે વળી પાચ મીનીટમાં હું વધુ થોભીસ નહી. મામલો ગંભીર જોઇ શી રીતે મારૂં રક્ષણ થશે તેના વિચારમાં હું ગુંથાયો પરન્તુ આ વખત વિચાર કરવાનો નહી હતો, જો વાર લાગે તો મારૂં સત્યાનાશ, માટે હવે શું કરવું ? મારી પાસે વીલ હતુ નહીં જે હું સ્વાધીન કરી આપું. આવેલી મુરતીનો બીજો પ્રશ્ન થયો કેમ વીલ આપવામાં બ્હીક લાગે છે ? તેમ હોય તો જગ્યા બતાવશો; હુ પોતે કાઢી લઇશ. મામલો છેડાપર આવેલો જોઇ મારે કરેલા નમ્ર ચાલે એમ હતું નહી આવેલી મુર-

નીને ઉદ્દેસી મેં કહ્યું. વીલ મારી પાસે નથી. મારા વકીલ પાસે છે. માટે મને હેરાન કરશો નહીં. હું દુખી છું. આ બીના તો સત્ય હતી. પરન્તુ બદમાસથી મનાયજ કેમ ! તે ક્રોધાવસ્થામાં બોલવા લાગ્યો. શું બકે છે ! વીલ નહી આપે. યાદ રાખજે પરીણામ બુરૂ આવશે. માટે હજુ પણ સમજી જા; વખત ગયો નથી. ખરી રીતે મારી પાસે નવું બનાવેલુ વીલ હતું નહીં. વળી પાછું મેં ના કહ્યું એટલેથી તો મારા ઉપર આક્રમણ. એક મોટો નીસાશો નાખી ખુની બોલી ઉઠ્યો "અફ્સોસ" કંઇક અગાડી બોલવા જતાં એટલેથીજ અટકી પડયો. નીચેથી કોઇના આવવાના ધ્વની સાંભળી તે તરતજ નીચે દોડી ગયો. વાંચક નીચે નીકળેલો મનુષ્ય અન્ય કોઇ નહી પણ નગરશેઠનો જુનો નોકર સીવપ્રસાદ. પોતાના શેઠના ઓરડામા કંઇ ઝપાઝપીનો અવાજ સાંભળી તપાસ કરવા ફાનસ લઇ નીકળી પડયો હતો, ખુની તેને જોઇ બીછાના પછવાડે સતાઇ ગયો હતો. જયારે સીવપ્રસાદ નજીક આવ્યો નહી હતો ત્યારે તેના ઉપર આક્રમણ કર્યુ. પછી શુ બન્યું. સીવપ્રસાદની જુબાની પરથી આપણે વાંચી ગયા છીએ.

# પ્રકરણ:–૪ થું.

## ઈન્સ્પેકટર કે બદમાસ.

નદીના કીનારે સુશોભીત મકાન આવી રહ્યું હતું. નજર નાખતા કોઇ માલદાર રેહતો હોય એમ લાગતું હતું. રાતનો સમય હોવાથી બંગલાનો ભપકો ઝળકી ઉઠયો હતો. શાન્તી દેવી પોતાનું કાર્ય પુર જોસમાં ચલાવી રહી હતી. ઉપલા ખંડમા એ નવજુવાન હાથમાં પુસ્તક લઇ ધ્યાન દઇ રહ્યો હતો. નદીના ખળખલ અવાજ શાંતીથી

પસાર થતાં હતાં. જાણે વાંચકને વાંચવામાં ખલલ નહિ થાય તેમ પસાર થઇ રહી હતી. પુસ્તક બંધ કરી ને નવજુવાન બારી વાટે જાણે કોઇની વાટ જોતો હોય એમ જોવા લાગ્યો, ને જાણે કેમ આવનાર મનુષ્ય આવ્યો નહી હોય તેમ એક મોટો નીસાસો નાખી વીચારમાળા ગોઠવવા લાગ્યો. આજે રાત વધારે વ્યતીત થઈ ગઇ છે, છતાં નીદ્રાદેવી ! પ્રેમ જ નહી થવાથી નવજુવાન મહાસાગરમાં ડુબવા લાગ્યો હતો. પલંગમાં આડો પડયો ખરો, પણ નીદ્રા કયા આવે ! કયાંથી ! મામલો ખરી કસોટી પર ચડેલો હોવાથી, રાત પસાર કરવી, આ પ્રસંગે કઠણ થઇ પડી હતી. આખરે જેમ તેમ કરી નીદ્રાદેવી પ્રસન્ન થઇ. વાંચક તું વિચારમા હસે, એ નવજુવાન કોણ છે ? તેનો ખુલાસો કર્યા વગર, હું અગાડી વધીસ નહી. જો કે તું સમજી તો ગયો હસે. તે કોઇ નહી પરન્તુ આપણો બહાદુર હુશીયાર પ્રખ્યાત માન પામેલો મસુદ હસન હતો. આજે નગરશેઠનું ખુન થયાને પંદરમો દીવસ આવતો હોવાથી ખુની પકડાયો નથી, તેમ તેનુ ગુપ્ત મંડળ કયાં છે ? એ પણ શોધી શકાયુ નહી. એ વિચારને લઇને ડીટેકટીવ સાહેબને નિદ્રા આવતી નહી હતી હજુ પંદર મીનીટ પણ નહી થઇ હસે એટલે કોઇના આવવાનો અવાજ સભળાયો જેથી મસુદ જાગી પડયો ને તરત તપાસ કરવા સરૂ કરી પરન્તુ પરીણામ નીસફળ નીવડવાથી હસે ભણકારા વાગ્યા હસે, ધારી ડીટેકટીવ સાહેબ પથારીએ પડયા.

સવારનો પ્હો ફાટતાંજ હુ જાગી ગયો, ને મારે શુ પગલા લેવા તેનો વિચાર કરવા લાગ્યો ખુની ભયંકર છે માટે લક્ષ રાખવાની ખાસ જરૂર છે. ગમે તેમ કરી જીવના જોખમે પણ પકડવોજ જોઇએ. પરન્તુ ખુની કરતાં તેનું ગુપ્ત મડળ શોધી કાઢવું જોઇએ. હજુ હું વીચારમાજ હતો એટલે ટેલીફોનની ઘંટડી વાગી મારૂં ધ્યાન ખેંચાયું. મેં ટેલીફોન લઇ બોલો કોણ છો ? જવાબ નહી દેતા સામે પ્રશ્ન થયો. મી. મસુદ હસન છે કે ?

હું–જી હા. હું પોતેજ છું તમે કોણ છો ?

જવાબ–હું ઇન્સ્પેકટર દેવપ્રસાદ.

હું–કેમ શું કામ છે ? ઇન્સ્પેકટર સાહેબ ?

જવાબ–તમે સત્વર રીચીરોડ ગંગાપ્રસાદના બંગલે આવો. ખુની પકડાયો છે. વીલંબ કરશો નહી.

હું–ઓલરાઇટ, હું હમણાંજ આવું છું. યંત્ર મુકી મેં કોટ ભેરવી ચાલી આનંદમાં બોલાવેલા ઠેકાણે ઝડપી ચાલથી રસ્તો કાપવા લાગ્યો. આજે કેવો દહાડો છે કે ભયંકર ખુની પકડાયો છે જો પકડાયોજ હોય તો, ઇન્સ્પેકટર સાહેબ બાહોશ માણસ ગણાય. તેમ સરકાર તરફથી સારૂં ઇનામ મળવું જોઇએ. લુચ્ચો બદમાશ કેવી રીતે પકડાયો હશે, તેને સરકાર શું સજા ફરમાવશે, એવા અનેક વિચારો એ મારો રસ્તો કાપી નાખ્યો; એટલે બોલાવેલા મકાને આવી લાગવાથી હું ખુશી થયો. નીચે દ્વારપાળ ઉભેલો હતો. જેણે મને પુછયું તમે કોણ ડીટેકટીવ સાહેબ કે ? મે કહ્યું હા. દ્વારપાળ–સાહેબ ઉપર પધારો. આપની વાટ જોઇને ઇન્સ્પેકટર સાહેબ બેઠા છે. ઉપર જઇ મેં ઇન્સ્પેકટર સાહેબની મુલાકાત લીધી; પછી હુ બેઠો. ઇન્સ્પેકટર સાહેબ બોલે તે પહેલા મેંજ પુછયું. કેમ, ઇન્સ્પેકટર સાહેબ, બદમાશ 'એકકો' પકડાયો છે, તે કયાં છે ?

ઇન્સ્પેકટર–હા, મી. મસુદ હસન. આપણો બેડો પાર છે. માટે ગભરાશો નહી મસુદ હસન એક ચતુર ને હોંશિયાર ડિટેકટીવ હતો. અવાજમાં કંઇ ફેરફાર લાગવાથી તે સમજી ગયો એ ઇન્સ્પેકટર નહી પણ બનાવટી ઇન્સ્પેકટર "અકકલનો એકકો" છે. વધુ વખત નહી ગુમાવતાં તેણે ગજવામાંથી રીવોલવોર એકકાને બતાવી કહ્યું. કેમ બચ્ચાજી હવે તારો પાપનો ઘડો ફુટયા વગર રહેશે નહી. કયાં નાશવાનો છે? જો

એક પગલું પણ અગાડી ભરીશ કે છટકવાની કોશીશ કરી તો યાદ રાખજે ખોપરી ઉડાવી મુકીશ. માટે સરણે થા તારીજ શોધમા હું ફર્યા કરૂં છું. સદ્દભાગ્યે તું આજે હાથમાં આવ્યો છે માટે છટકવાની આશા રાખીશ નહીં. એટલું બોલ્યો હતો કે કોઇએ પાછળથી આવી મારૂં ગળુ જોરથી દબાવ્યું. એટલે મેં ઉપરા ઉપરી ફેર કર્યા. પરન્તુ નીષ્ફળ. મારી ગોળી કોઇને અસર થઇ નહી. જેથી હું ચેતી ગયો કે રીવોલ્વોરમાં કોઇએ ખાલી કારતુસ ભરી મેલ્યા હતા. આશા બધી નીરાશામાં ફેરવાઇ ગઇ.

"અકકલના એકકા"એ મારો ખભો જોરથી ઠોકી કહેવા લાગ્યો. મી. મસુદ હસન આપની હુશીઆરી જોઇ હું આનંદ પામ્યો છું ને હું ધારૂ છુ કે મારા પછી તમે મારી જગોપર આવશો. એમાં જરા પણ સંદેહ નથી. પોલીસ ખાતુ આજે કેટલાક વર્ષથી ફાંફા મારી રહ્યું છે છતાં મને જોઇ શકી નથી. તો કયા પકડવામાં વીજય પામશે ! મેં તમોને અગાડી ચેતવણી આપી હતી કે મને પકડનારો હજુ જન્મ્યો નથી. પરન્તુ તમારા તરફથી કેટલેક અંશે મને ભય જેવુ લાગે છે, જેથી આ બીજી વખતની ચેતવણી છે, કે હવે પછી મારો પીછો લેશો નહી. જો લેશો તો નગરશેઠની પુત્રી કનકપ્રભાનું ખુન થાશે, માટે ચેતજો, ને નીરાંતે બેસી રહેશો તમારી રીવોલવર કેમ કામ કરી શકી નહી ? તે વિચારમા હશો, માટે સાંભળો. હું રાત્રે તમારા મકાનમાં આવ્યો હતો. રીવોલવરમાંથી ગોળી કાઢી નાખી આ બનાવટી કારતુસ ભરી દઇ. જ્યારે હું નીચે ઉતર્યો, ત્યારે તમે જાગીને તપાસ કરવા આવ્યા હતા. તમારા જોવામાં કોઇ નહી આવવાથી તમે પાછા વળી ગયા હતા. માટે ભણકારા નહી પણ સત્ય હતું. ઠીક જો હમારા રસ્તામાં આડે આવશો તો પરીણામ બુરૂ આવશે. એટલું બોલી તે અદ્રશ્ય થઇ ગયો હું પણ તરત નીચે ઉતર્યો પણ મારા જવામાં

કોઇ આવ્યું નહી. જેથી હું મહા મુશીબતમાં ઘેરાયો. આવેલો શીકાર છટકી જવાથી, હું અત્યંત અફસોસ કરવા લાગ્યો. પરન્તુ અફસોસ કરવાનો સમય નહી હોવાથી હું તરત રસ્તામાં આવવાલાગ્યો ખરી કસોટીનો વખત આવ્યો હતો. સામેથી કોઇ મનુષ્ય મને જોઇને સંતાવા માંગતો હોય એમ લાગવાથી હુ તરત દોડયો, જેથી તે સંતાવા પામ્યો નહી. મેં ધાર્યું કે નક્કી એ ટોળીમાંનો માણસ હોવો જોઇએ. જેથી કેટલીક બાતમી મલવાના અરથે મેં પુછયું કેમ કયાં જાય છે. સત્ય કહેજે. નહી તો આ રીવોલવરથી ઠાર કરીશ. હું ડીટેકટીવ છું. સરકારી માણસ છું માટે પુછવાનો અધીકાર ધરાવું છું. માફ કરો ડીટેકટીવ સાહેબ. હું દુખી છું. કોઇ બદમાશ નથી. તમેજ ડીટેકટીવ મસુદ હસન છો ! મે કહ્યુ હા.

અજાણ્યો—ડીટેકટીવ સાહેબ માફ કરશો. આવા પ્રખ્યાત રસ્તા પર મને સવાલ પુછશો નહી. હું કોઇ પણ શબ્દ કહી શકીશ નહી. જો તમે મારી હકીકત જાણવા આતુર છો તો કોઇ અન્ય સ્થળે મને લઇ જાઓ.

હું ગુસ્સે થઇને કેમ હજુ સમજતો નથી !

આ જોઇ રીવોલવર કાઢીને વધારે હુશીયારી કરવા જતાં ખોપરી નહી ઉડી જાય, તેની સંભાળ રાખજે.

અજાણ્યો રીવોલવર જોઇને ધ્રુજવા લાગ્યો. તેનાથી કંઇ પણ બોલાયું નહી પરન્તુ એટલું બોલી શક્યો; સાહેબ પેલી ટોળી હું કેમ બોલતો અટકે છે. હું સમજ્યો. તારી હુસીયાર ટોળીનું કંઇ પણ ચાલે તેમ નથી.

અજાણ્યો—મને ક્ષમા કરશો સાહેબ. કોઇ અન્ય સ્થળે લઇ જાઓ. હું તમારી સાથેજ આવીશ પરન્તુ આવા પબ્લીક રસ્તાપર પુછશો નહી.

બાજુમાંજ એક હોટલ હોવાથી હું અજાણ્યાને લઇ ગયો. અંદર ગયા પછી માળ પર બેસવાનું વધારે ઉતચીત લાગવાથી હમે ઉપર જઇ બેઠક લીધી. તેજ ટેબલ પર એક ચીઠ્ઠી પડેલી હતી. તે ચીઠ્ઠીનું સરનામું કેસવન લખેલું હતું. ચીઠ્ઠી લઇ મેં અજાણ્યાને પુછયું. આ કોઇ ભુલી ગયું લાગે છે. એટલે અજાણ્યો બોલ્યો નહી સાહેબ, એ ચીઠ્ઠી મારી છે.

મસુદ હસન—શું તારૂં નામ કેસવન ને નગરશેઠનો નોકર! દ્વારપાળ તું આટલા દીવસ કયાં ગયો હતો પરન્તુ કેસવનના હોંસકોસ ખાટાં થઇ ગયા હતાં. તેને ખાત્રી હતી કે, મળેલો પત્ર કોઇનો નહી, પણ એકકાનોજ છે. એટલે તેની બધી હીલચાલ પર નજર રાખે છે. માટે ડીટેકટીવ સાહેબને કેવી રીતે સમજાવુ, તેનો વીચાર કરવા લાગ્યો.

કેસવન—સાહેબ મારા મંડલના માણસ બદમાસ છે. મારી હીલચાલપર નજર રાખે છે. પરન્તુ તે નહી ગણકારતાં હું આપને સરવે હકીકત જણાવીશ.

મસુદ હસન—કેસવન એ બદમાસ ટોળીમાં તું કેવા રીતે જોડાયો એ તો થયું, પણ પેલો પત્ર તો વાંચ; તેમાં શું લખ્યું છે? તે પત્ર વાંચતા નીચે પ્રમાણે લખેલું હતું.

"કેસવન તારી હીલચાલપર હમારી પુરતી નજર છે તેમ મંડલના કાયદાનો ભંગ કરનારને કેવી શીક્ષા મલે છે, તે તારી ધ્યાનથી બહાર નથી. માટે જો એક પણ હમારો ગુપ્ત શબ્દ ઉચ્ચારીશ તો તે ભયંકર સજાને માન દેવું પડશે. જેથી બોલતા પહેલાં વિચાર કરજે."

લી. "અકકલનો એકકો."

પત્ર વાંચી રહ્યા બાદ કેસવનના હોંસકોસ ઉડી ગયા. તેનું માથુ ભમવા લાગ્યું. મગજ પોતાનું કામ કરી શકયું નહીં. પરન્તુ

એક બહાદુર ડીટેક્ટીવ સામેજ બેઠેલો હોવાથી તેને કંઇક હીંમત આવી ખરી. પણ વળી તેનું આખું શરીર ધ્રુજવા લાગ્યું. જાણે હમણાંજ ભોંયપર પડી જવાની તૈયારી કરતો હોય.

મસુદ હસન–કેસવન કેમ હીંમત હારી ગયો છે ? મારી હાજરીમાં તારો એક પણ વાળ વાંકો આવવા દઇશ નહીં. માટે સરવે હકીકત કહી દે. વીલંબ કર નહી.

કેસવન–સાહેબ, એ ભયંકર પંજાની સીક્ષા ભયંકર છે. માટે મારી જીભ ઉપડતી નથી. એટલુ બોલતાં બોલતાં કેસવન ભોંય પર પડી ગયો. એટલે વેટર આવી મને કહેવા લાગ્યો. સાહેબ, આપને એક ગ્રહસ્થ મળવા માગે છે. જરૂરનું કામ છે; એમ કહ્યું છે. હુ કેસવનને તેવીજ હાલતમાં મુકી, નીચે આવેલા મનુષ્યને મળવા ગયો. નીચે એક જુવાન આદમી હાથમાં પત્ર લઇ મારી વાટ જોઇ રહ્યો હતો. મને જોતાંની સાથેજ પત્ર હાથમાં મુકી હોટલમા ભરાયો. હું પણુ કેસવનને ખરાબ હાલતમાં મુકી આવેલો હોવાથી તરત ઉપર ગયો. મારા હાથમા પત્ર હજુ એમજ હતો. પરન્તુ અફસોસ ! કેસવન હતો નહીં. હું તરત કળી ગયો કે બદમાસ લોકો મને નીચે બોલાવીને કેસવનને ઉપાડી ગયા છે. અનેક વખત મારી હાર થવાથી ઘણો પ્રસતાવો થવા લાગ્યો. પરન્તુ આવા ખોટા વિચારોને તીલાંજલી આપી નીચે મળેલો પત્ર વાંચવા લાગ્યો. તેમાં નીચે પ્રમાણે હતું.

મી. મસુદ હસન,

આ ત્રીજી વખતની ચેતવણી છે. માટે ચેતજો. કેસવન પાસે હમારા ગુપ્ત સ્થળ જાણુવા દેવામાં આવ્યું નહીં, જેથી દરગુજર કરશો. આજે રાતના બાર વાગે નગરશેઠના મકાનેથી કનકપ્રભા ગુમ થશે જેથી આપ સાહેબ હાજરી આપશો. એવી આશા છે. બીજે દીવસે સંધ્યાકાળે તેનું ખુન થશે, માટે નોંધી લેશો.

લી. "અકકલનો એકકો."

કાગળ વાંચ્યા બાદ હું અફસોસ કરવા લાગ્યો, કે આ બદમાશ કયારે પકડાશે કે એની ફરતા અગાડી વધતી બધ પડશે. તેમ નગર-વાસીઓ નીરાંતે બેસશે. આજે બીજો મહીનો ચાલે છે પરન્તુ બદમાસ હાથમાં આવતો નથી, આવે છે પણ છટકી જાય છે. જેથી વધારે સાવચેતી રાખવાની જરૂર છે. એક અદના લુખસો મને ઠગી જાય છે. ખુન પર ખુન કરવા તત્પર રહે છે. માટે અફસોસ છે, મારી જીદગાની પર કે આવા બદમાસ લુટારાને જીવના જોખમે પણ નહી પકડી શકુ ! જો એમજ બને, તો મારા નામ પર પાણી. મહેનત બરબાદ નહી! નહી! તેમ બનેજ નહી એ એકકાને જીવના જોખમે પણ પકડવો જોઇએ.

વાંચક આપ શું ધારો છો? સુડી વચ્ચે સોપારી કે? જો મસુદ હસન એક હોશિયાર ડિટેકટીવ હોવા છતાં એક બદમાશને નહી પકડે, તો નગરવાસી, તેમ વાંચક, શું ધારશે? બીજી તરફ એકકો એ પણ ભયંકર ને પ્રખ્યાત લુટારો છે. તે હાથમાં આવશે કે? પરન્તુ તમોને કયા યાદ નથી કે પેલો ચેતેલ શિયાળ એક વખત સીંહને ઠગી નાસી જવા પામ્યો હતો ખરો, પરન્તુ અચાનક બીજી વખતે મેળાપ થવાથી ને દગાઇ ગયો હતો ખરો કે? સીંહ બીચારો ભુખ્યો તો હતો એટલે ભોજન મલી આવ્યુ. તેવું એકકાનું નહી થાય? હવે તેજ જોવાનું છે કે એકકો મળે ત્યારે શુ રંગ જામે છે! માટે વાંચક બરાબર ધ્યાન રાખશો.

મસુદ હસન આવો, એક બાહોશ ડીટેકટીવ હોવા છતા તેની ઘણી વખત હાર થવાથી દૃઢ નિશ્ચય કીધો કે આજે કનકપ્રભાને કોણ ઉપાડી જાય છે, તે જોવાનું છે. આવા અનેક વિચારોએ આ પ્રસગે મસુદને ઘેરી લીધા હતા. શુ કરવુ ને શું નહી કરવું? એમ વિચાર કરતા પ્રખ્યાત ડીટેકટીવ ઘરનો રસ્તો કાપતો હતો. પરન્તું અચાનક પેલો કાગળ સાંભળી આવવાથી ઇન્સ્પેકટર સાહેબની મુલાકાત લેવી

જોઇએ તેમ, આજ રાતનો બનાવ જણાવવો જોઇએ. એમ ધારી ઘેર નહી જતા ઇન્સ્પેકટરને બગલે સીધાવ્યો. ઇન્સ્પેકટર બંગલામાં નહી હોવાથી ઓફીસમાં ગયો. પરન્તુ અંદર કોઇ નહી હોવાથી મારી નજર ટેબલ પર પડેલી એક ચીઠ્ઠી ઉપર પડી ચીઠ્ઠી પર મારૂં નામ લખેલું હોવાથી હું ચીઠ્ઠી લઇ નીચે પ્રમાણે વાંચવા લાગ્યો.

મી. મસુદ હસન.

ઉતાવળના લીધે તમારી મુલાકાત નહી થઇ માટે દરગુજર કરશો. હુ આજે (૪) ના મેલમા કાનપુર ગયો છું. ડેપ્યુટી કમીશનરનો તાર મળ્યો હોવાથી, હું તથા મારી સ્ટાફની માંગણી થઇ છે. તેથી અવશ્ય હુ કાલે પાછો આવી લાગીશ. તમોને કામ પડે તેથી એક પોલીસ મુકી જાઉં છું એજ.

લી. ઇન્સ્પેક્ટર દેવપ્રસાદ.

પત્ર વાચી રહ્યા પછી હું વિચારવા લાગ્યો. શું કમીસનરનો તાર આવ્યોજ હશે તેમ તરત બોલાવટ થઇ હશે મને એમાં દગો રમાયલો લાગે છે. માટે ખરી તપાસ કરવી જોઇએ, એ વિચાર આવતાજ પોસ્ટઓફીસ તરફ ચાલવા લાગ્યો. પોસ્ટમાસ્તર, આજે કાનપુરથી ૪ વાગે કોઇનો તાર આવેલા હતો ?

પોસ્ટમાસ્તર-જી હા સાહેબ.

કમીસનરનો તાર હતો. ઇન્સ્પેકટર દેવપ્રસાદના ઉપર,

મેં આ ખબર મેળવી તરત સ્ટેશન માસ્તરની મુલાકાત લીધી.

મે કહ્યું આજે છેલ્લી ગાડી કાનપુર કયારે ઉપડી છે ? તે કૃપા કરી જણાવશો

સ્ટેસન માસ્તર-૪ વાગે મેલ.

મસુદ-સાંજે ૧૨ ની ગાડી રાતના આવે છે. ખરી કે ?

માસ્તર-જી હા. ૨ને ૨૫ સે.

મેં કહ્યું તે પહેલા કોઇ માલગાડી તો આવતીજ હશે.

૨૯. માસ્તર—જી ના.

પહેલી ગાડી ૨ ને ૧૫ ની આવે છે. ખબર મલતાં ઇન્સ્પેક્ટર મારી મદદે પોલીસ સુપ્રી ગયા છે તેને વધુ ખબર હોવી જોઇએ. ધારી હું તેની મુલાકાત લેવા પાછો ફર્યો. આ વખતે ચો તરફની હાડ મારીના લીધે મારા મગજે પોતાનું કાર્ય કરવાનું બંધ કીધું. બીજી તરફ આજે રાતના બાર વાગે બદમાસો કનકપ્રભાને ઉપાડી જશે જેથી મારે હાજર રહેવું જોઇએ. આ તરફ ઇન્સ્પેક્ટરની મદદ નહી મળવાથી હું વધારે ચીન્તામા ફસાયો. અધુરામાં પુરં જો હું તાર કરૂં તો નીસફળ. કારણકે ૨–ને–૧૫ સીવાય ગાડી પહોચે તેમ નથી. તે પ્રસંગે ઇન્સ્પેકટર કામમાં નહી આવશે વગેરે વિચારો મને ઘેરવા લાગ્યા. મારો એકે રસ્તો ખુલ્લો નહી હોવાથી કયે રસ્તે કામ લેવું તેનાજ વિચારોમાં હું ડુબવા લાગ્યો. કારણ કે જાળ પાથરી એકકો જીત્યો હતો કે જો ઇન્સ્પેકટર કાનપુર નીકળી જાય તો કનકપ્રભાને હરણ કરવામાં વધારે નડશે નહી. ઠીક છે. હું બદમાસને જોઉ છું કે કેવી રીતે લઇ જાય છે.

બદમાસનો માણુસ કાનપુરમાં હતો. જેથી કમીશનર વતી તાર કરી ઇન્સ્પેકટરને ફસાવવામાં આવ્યો છે. બહારથી દ્વાર ખોલી કોઇએ અંદર પ્રવેશ કર્યો અંદર આવીને સલામ કરી કહેવા લાગ્યો. ડીટેક-ટીવ સાહેબ હું તમોને ઇન્સ્પેકટર સાહેબનો સદેશો પહોંચાડવા સોધતો હતો. પરન્તુ તમે નહી મલવાથી આપની મુલાકાત ઓફીસમાં થઇ છે. ઇન્સ્પેકટર કાલે જરૂર આવી લાગશે. તેમ મને તમારી મદદના માટે રહેવાનું કહ્યું છે.

મસુદ હસન—ઇન્સ્પેકટરને કેમ ખાત્રી થઇ કે કમીશનરનોજ તાર હતો.

પોલીસ-ઇન્સ્પેકટર સાહેબ ખાત્રી કર્યા વગર જાય નહી.

હમારા વચ્ચે વાત બંધ પડતાની સાથેજ ૧૦ ના ટકોરા વાગ્યા જેથી મારે નગરશેઠના મકાને જવું જોઇએ પોલીસને સાથે લઇ ઉતાવળે નગરશેઠના મકાન તરફ ચાલવા લાગ્યો. અનેક વિચાર મનમાં ઉત્પન્ન થવાથી રસ્તો કેમ કપાયો એ બીલકુલ જણાયો નહી જેથી મકાન આવી લાગેલું હોવાથી હું ઉપર ચઢવા લાગ્યો. પરન્તુ આ વખતે જાણે મકાનમાં કોઇજ નહી હોય એમ લાગવાથી પોલીસને કહેવા લાગ્યો. બદમાસ એકકો કનકપ્રભાને ઉપાડીને તો નહીં ગયો હોય ! પોલીસે લાપસી પુરી બનવા જોગ છે. પરન્તુ સાહેબ એકકો વચનનો સાચો છે. કારણ કે હમારી સાથે કેટલાક એવા બનાવ બનવા પામ્યા છે. જો તે બાર વાગે આવવાનું કહી ગયો હશે, તો તેજ વખતે આવશે; છતા ઉપર જઇ તપાસ કરીએ. કોઇ છે કે નહી તે જાણવામાં આવશે. હું અંદર ગયો, એટલે સવાલ થયો કોણ છે? હું ચમકયો તો ખરો. પરન્તુ તરત જવાબ આપ્યો એ તો હુ મસુદ. અંદરથી જવાબ મળ્યો. પધારો ડીટેકટીવ સાહેબ.

મે-કનકપ્રભા છે કે ?

જવાબ-જી હા. નીદ્રા આવી ગઇ હશે. દરરોજ વધારે ચીન્તામાં રહે છે; તેમ વ્હેલા સુતા નથી પણ આજે સુઇ ગયા લાગે છે. આપ કઇ જરૂરી કામ સારૂં આવ્યા છો ?

મે-હા, સીવપસાદ ઉપર જઇ કનકપ્રભાને મારા આવવાની ખબર કરજે. ઠીક, બોલી સોવપ્રસાદ પોતાને સોપેલું કાર્ય કરવા ચાલ્યો ગયો હતો. મસુદ ને પોલીસ નીચે ઉભા રહયા હતા.

કનકપ્રભા-કેમ સીવપ્રસાદ આટલી બધી રાતના કેમ આવ્યો છે.

સીવપ્રસાદ-કનક બેન, આપને કંઇક અગત્યના સમાચાર સંભળાવવા ડીટેકટીવ સાહેબ અતરે પધારેલા છે. જો આપની આજ્ઞા હોય તો બોલાવી લાવુ.

કનકપ્રભા–ડીટેકટીવ સાહેબ આવ્યા હોય તો બોલાવો. અત્રે કેમ આવ્યા હશે! આજ્ઞા થતાંજ સીવપ્રસાદ ડીટેકટીવ સાહેબ તથા પોલીસ સાથે કનકપ્રભાના ઓરડામાં આવી લાગ્યા.

કનકપ્રભા–આવો મી. મસુદ હસન. કેમ! આટલી બધી રાતના તકલીફ લેવી પડી છે?

મસુદ–સામો પ્રશ્ન! આપની તબીયત તો સારી છે ને.

કનકપ્રભા–જી હા, આપની.

મસુદ–હમારા જેવા રખડપટીમાં ચઢેલાં ડીટેકટીવનું ભલું પૃછવું. હવે વખત ગુમાવવાનો સમય નથી, માટે સાવચેત રહેવાની ખાસ જરૂર છે. કારણ કે એકકાએ આજે બાર વાગે એટલે કલાક પછી તમોને ઉપાડી જવાનો ઘાટ રચેલો છે. ઇન્સ્પેકટર દેવપ્રસાદ પણ નથી. કાનપુર ગયા છે. ૨ ને ૧૫ ની ગાડીએ આવશે પરન્તુ તેનો સ્ટાફ બાર વાગે કામમાં આવે તેમ નથી. આવેલા પોલીસને ફકત મુકી ગયા છે. તમારે કશુ બીવાનું નથી. મારી પાસે બધી સગવડ છે; એટલે એકકો ફાવશે નહી. જેથી ઇન્સ્પેકટરની મદદ આવી લાગશે. આટલું બોલતાંજ કનકપ્રભાનો કંઠ સુકાયો, શરીર ધ્રુજવા લાગ્યું, આંખો ફરવા લાગી, તેવી સ્થીતીમાં તે બોલી ઉઠી. ઓ! પ્રભુ મને બચાવ. એ દુષ્ટ મારા પીતાજીનુ ખુન કરવા છતાં હજુ ભૂખ્યો છે શું થશે! કેવી આફત!

કનકપ્રભા–એમ ચીન્તા કરવામાં તમે ભુલો છો. તમારો એક વાળ પણ વાંકો થશે નહી. જીવના જોખમે પણ હું તમારૂં રક્ષણ કરીશ. માટે નિરાંત રહો.

મી. મસુદ હસન, કનકપ્રભા રડતી રડતી બોલી મારા વતી તમારૂં જીવ જોખમમાં નાખવું પડે તેમાં હું રાજી નથી. હવે આ સંસારમાં

વધારે રહેવા ચાહતી નથી; માટે બસ છે. હું આત્મહત્યા કરીશ. ત્યારે જોઉં છું કે, બદમાશ મને કેવી રીતે લઈ જાય છે? બદમાશના પંજામાં ફસાતાં મરવું બેહતર ગણું છું. હજુ વાકય પુરૂં થયું નહી હશે, એટલે અચેતન થઇ જમીનપર ઢળી પડતી હતી. સદ્‌ભાગ્યે હું પાસેજ ઉભેલો હોવાથી પડતા બચાવી લીધી. પાણી પાયા પછી કેટલીકવારે ચેતન આવ્યું, સુદ્ધિમાં આવી મારા તરફ જોઇને કહેવા લાગી.

મી. મસુદ હસન આપ દયાળુ છો હું સારી રીતે જાણું છું. મારા પીતાજીના કેશમા જાનતોડ મહેનત કરી રહ્યા છો, તેનો બદલો હું કેવી રીતે વાળી શકું તે મને સુજતુ નથી. પરંન્તુ અવશ્ય એક કામ હું તમોને સોપું છું. તે ખાત્રી છે કે આપ જરૂર બજાવશો. કન્કપ્રભા જીવના જોખમે પણ તમારૂ કામ પાર પાડીશ માટે કહો.

કન્કપ્રભા—હું આ દુન્યામાં થોડા વખતની મેહમાન છું, માટે મારા પીતાજીને મારનારને 'અકકલના એકકા'ને બરાબર સીક્ષા કરાવશો. જેથી મારા આત્માને શાંન્તી મળે. વાત હજુ પુરી થઇ નહી હશે, એટલે ઘડીયાલમાં બારના ટકોરા પડયા. વાગી રહ્યા એટલે કોઇએ દ્વાર પાસે આવી રીવોલવરનો બાર કીધો. હું ચમકયો. એક વ્યકતીએ અંદર આવી મને સવાલ કીધો, કેમ મી. મસુદ પ્રખ્યાત ડીટેકટીવ કેમ છે? તબીયત તો સારી છેને? ચાલો કન્ડીસન પ્રમાણે આપો. વાર લગાડશો નહીં. જો હોશિયારી કરવા જશો તોએ ચાલવાનું નથી સમજ્યા મહેરબાન.

હું આ બનાવ જોઇ દીંગમુડ બની ગયો. જે પોલીસ મારી સાથે ઇન્સ્પેકટરની ઓફીસથી આવ્યો હતો તેજ આ "અકકલનો એકકો" સામે ઉભો હતો. મારી શંકા હવે ખરી પડવાથી મેં તરત આ પ્રસંગ ગુમાવાનો નથી, ધારી મારી રીવોલવર કાડી કહ્યુ કેવો ભયંકર પજો એ મનુષ્ય નથી પરંન્તુ ભુત હોવો જોઇએ રીવોલવરનો બાર કીધો પરંન્તુ બદમાસ સમયને અનુસરી બેસી ગયો ને મારો બાર ખાલી ગયો. એટલામાં બારી

વાટે કોઇએ આવી મારી આંખમાં પાટો બાંધી લીધો. મેં ઘણાંજ પ્રયત્ન કર્યા, પરન્તુ દુર્બલ મને એમ જણાયું કે બે માણસો મને પકડી ખુરસી સાથે બાંધે છે. બાંધી રહ્યા પછી એકકો કહેવા લાગ્યો મી. મસુદ બેઅદબી માફ કરશો. તમે જે તાર મને પોલીસ થાણી પોસ્ટ કરવા આપ્યો હતો તે હજુ આ ખીસ્સામા છે. તમારા ઇન્સ્પેક્ટર સાહેબ હજુ કાનપુરમાં હવા ખાતા હશે માટે બે ને પંદરની ગાડીએ વાટ જોશો નહીં. હજુ હમારો પીછો પકડશો નહી આટલું બોલી રહ્યા પછી ચાલવાનો અવાજ સંભળાવા લાગ્યો' મારી આંખે પાટા બાંધેલા હોવાથી શું બન્યું, ને કોણ ગયું, તે હું જોઇ શક્યો નહી. મે તરત કનકપ્રભાને હાક મારી.

પરન્તુ અફસોસ બદમાસ કનકને ઉચકી ગયો હતો હું નીરાસાના સાગરમાં ગોથા ખાવા લાગ્યો. એ બદમાસ મને ઠગી જવામાં ફાવી જાય છે. તે કનકપ્રભાનુ શું થશે? ગમે તેમ કરી તેને બચાવવી જોઇએ. એ ગુપ્ત મંડળનું સ્થાન ક્યાં છે? એ શોધવાની ખાસ જરૂર છે. જેમ તેમ કરી મારા હાથ ખુરસીમાંથી છુટા કરી આંખમાંથી પાટો ખેંચી કાઢયો. ને તરત બહાર જવા નીકળ્યો, સીવપ્રસાદ મુસકે ટાટ બાંધેલો પડયો હતો. તેના બંધન છુટા કરી, હું રસ્તાપર ચાલવા લાગ્યો. સીવપ્રસાદને કંઇક વિચાર આવવાથી તે મને બોલાવ્યો તે કહેવા લાગ્યો. સાહેબ તમે વકીલ દીનસા પાસે જઇ વીલ તમારા કબજે લઇ લેશો કારણ કે બદમાસો જોર જુલમથી કનકપ્રભા પાસે કાગળ લખાવી વીલને પચાવી પાડશે તે વીલના ખરા હકદાર કનકમેન છે તે આપ પણ જાણો છો.

કનકપ્રભાને લઇ જવામાં એજ ભેદ સમાવલો છે કે, ગમે તેમ આક્રમણ કરી જુલમથી વીલ પડાવી લેવુ. કનકપ્રભા જો ના પાડશે તો શું અકકલનો એકકો જેને દુનીયાનું ભાન નથી, જેની આંખમાં સરમ નથી, જેનું હૃદય ચીરો તો પત્થર નીકળે, ખુન કરવું જાણે રમત સમજે છે, તેને એ નીર્દોષ અબળા પર દયા આવે ખરી કે! એવી કલપના કરવી

દુર્બળ છે. સીવપ્રસાદને હીમત દેતા મેં કહ્યું તારે બેફીકર રહેવું નગર-શેઠના મકાનને બરાબર સાવચેત રાખજે વધારે વાર્તાલાપ કરવાનો વખત નથી. માટે હું જાઉં છું કાલે મળીશ બોલી હું ચાલતો થયો. વકીલની ઓફીસ વધારે છેટે હોવાથી ગાડીમા બેસી જોતજોતામાં ઓફીસે આવી લાગ્યો. આ વખત આખી રાતના ઉજાગરાના લીધે થાકયો તો હતો, પરન્તુ આરામનો સમય હજુ આવ્યો નહી હોવાથી, હું થાકને પણ બાજુએ મુકી વકીલના કલર્ક સાથે વાતમાં રોકાયો. જરાક વાર નહી થઇ હશે, એટલે વકીલ આવી લાગ્યાં. ઓહો! કેમ મી મસુદ હસન, મને સેકહેન્ડ કરી ને આપ કયારથી આવ્યા છો? કંઇ જરૂર કામ સારૂં આવ્યા હશો; પણ મજેમા તો છોને?

જી. હા. મી દીનશા, આપની સાથે કેટલીક ખાનગી વાત કરવા આવ્યો છુ માટે એકાંતમાં ચાલશો કે?

વકીલ–જરૂર. આપનું કામ સૌથી પહેલુ કરીશ માટે ફરમાવો.

મી. દીનશા–તમારી પાસે નગરશેઠ ચ દ્રસનનું નવું વીલ છે ને?

વકીલ–જી. મારી પાસે છે. શુ તમે વીલને જોવા આવ્યા છો?

મેં–જી ના, પરન્તુ લઇ જવા આવ્યો છું કારણ કે તમારી પાસે વીલ હોય તો ભય ભરેલું છે. બદમાસો વીલના લીધે જોર જુલમથી કનકપ્રભા જે વીલના હકદાર છે તેને રાતના બાર વાગે ઉપાડી ગયા છે. એટલે અમે તેમ કબુલ કરાવી, તમારી પાસેથી બદમાશો વીલને હાથ કરે; માટે મહેરબાની કરી વીલ મારે સ્વાધીન કરશો. જેથી આપ નિર્ભય થાવ; ને હું વીલને સરકારની તીજોરીમાં ડીપોઝીટ કરીશ. ને તે પણ હાલ આ પ્રસગેજ થવું જોઇએ. તેમ કનકપ્રભાનું શુ થયું. તેની તપાસ મારે કરવાની છે.–વકીલ દીનસા–ઠીક, મી. મસુદ હસન આપ એક બાહોશ ડીટેકટીવ હોવા છતા આ કેશ તમોનેજ સોંપેલો

હોવાથી, હું ના કહી શકતો નથી. તેમજ તમારા ઉપર મારો પુરો ભરોસો છે. જેથી આપ ખુશીથી વીલ લઇ જાઓ. આજથી વીલના જોખમદાર તમે છો. વીલ મારા હાથમાં આવતાં વકીલને સલામ કરવાની પણ ફુરસદ નહી મળી, ને હું ઉતાવળે બેન્ક તરફ આવવા લાગ્યો. પરન્તુ બીજું યાદ આવવાથી બેન્કમાં નહીં જતાં ઇન્સ્પેક્ટરની મુલાકાત લેવા ચાલતો થયો. ઓફીસમાં પહોંચતા ખબર મળી કે ઇન્સ્પેક્ટર દેવપ્રસાદ હમણાંજ કાનપુરથી આવ્યા છે. માટે થોડીવારમાં આવી લાગશે. ઓફીસમાં કોઇ નહી હોવાથી, હું એક પુસ્તક લઈ વાંચવા લાગ્યો.

---

# પ્રકરણઃ—૫ મું.

## ગુપ્ત મંડળની સભા.

આજે ગુપ્ત મંડળની સભામાં ખુશાલીના ચીન્હ જણાય છે. સોળ ખુરસી એક મોટા સુશોભીત ટેબલને ફરતી ગોઠવેલી જણાય છે. આજનો ભપકો કોઇ જુદીજ તરેહનો લાગે છે. વચલી ખુરસી પર એક નવજુવાન જેનો ચહેરો દેખાતો નથી, તે બીરાજમાન છે. નીહાળતા એમ ભાસે છે કે, ઇન્સાફ સાર રાજા બીરાજ્યા છે. પરન્તુ મોંના કપડાપર પંજો અને જમણા હાથપર પંજો દૃષ્ટિગોચર થાય છે. જેથી એવું અનુમાન થાય કે રાજા ઇન્સાફ સાર નહીં, પરન્તુ ભયંકર પંજો એટલે પિશાચ મંડળનો સરદાર એકકો. તેની ફરતી સોળ ખુરસીપર તેના મદદનીશ બરાબર ગોઠવાઈ ગયા છે એક જુદીજ ખુરસી પર એક રમણી કંઈ ઉંડા વીચારમાં અફસોસ કરતી હોય, એમ જણાય છે. એનુ મોટું ઢાંકેલુ નહીં હોવાથી એમ અનુમાન થાય છે કે, અબળા નિર્દોષ હોવી જોઇએ. પરન્તુ આ ભયંકર પંજાના સપાટામાં સપડાઇ પડી છે.

મંડળના સરદારે ઉભા થઈ બોલવાનું શરૂ કર્યું. એકથી સોળ નંબર હાજર છે. મંડળમાંથી જવાબ મળ્યો. જી. હા. જવાબ દેનાર નંબર ૧૨ હતો.

સરદાર—મારા દોસ્તો આજે આપણે વીજય પામ્યા છીએ. હવે પછી આપણું ધારેલું કામ પાર પાડવામાં ઢીલ થશે નહીં. પરન્તુ એટલું યાદ રાખવું જોઇએ કે, બાહોસ ડીટેકટીવ મસુદ આપણી પછાડ પડયો છે. સમય આવતાં આપણને નડશે. જેથી આપણને ઘણી સાવચેતી રાખવાની જરૂર છે; છતાં મને ખાત્રી છે કે તેની ચાલાકી આપણી અગાડી ચાલશે નહીં. સુરવીરો, હિંમત રાખી ઉચકેલું કામ પાર પાડયા વગર છોડવું નહીં. જો કે હું ધારૂં તો એ ભયંકર ડીટેકટીવના કટકને દૂર કરી શકું. પરન્તું મારાં જેવાં સુરવીરને નામોસી છે. કારણકે મસુદ હસન જો કે મારો દુસ્મન હોવાં ઉપરાંત તેની વખાણ કેમ કરૂં છું. તે સભા મંડળ વિચાર કરતી હશે. તે ખુલાસો અતરે કરવાં ઉતચીત ધારૂં છું. સુરવીરો, મી. મસુદ હસન બહાદુર છે. મારી ત્રણ વખતની ભયંકર ચેતવણીથી બીલકુલ પીછો મુકયોજ નથી. જાનના જોખમે પણ સામે થવા તૈયાર છે. તેમ હજુ પીછો મુકશે એમ લાગતું નથી.

બહાદુરો તમે વિચાર કરો. એમની પોલીસ લગભગ પાંચ વર્ષથી ફાંફાં મારી રહી છે: છતાં આપણો કંઇ પત્તો લાગતો નથી. પરન્તુ મસુદ હસનના હાથમાં જ્યારે કામ સોંપાયું છે, ત્યારથી આપણને ઘણી મુસીબતો વેઠવી પડી છે. જેથી હીંમત રાખી, જેમ બને તેમ જલ્દી આપનું કામ પાર પાડવું જોઇએ; નહી તો આવેલી બાજી હાથમાંથી છટકી જશે. આખું મંડળ બોલી ઉઠયું. અવશ્ય વીજ મેળવીશું. બધાં બેસી ગયા પછી, સરદાર અકકલના એકકાએ બોલવાનું ચાલું રાખ્યું.

સુરવીરો, આપનું ધારેલું કામ પાર પડશે તો, મારે બીજે ઠેકાણે આપણું ગુપ્ત સ્થળ બનાવવું જોઇશે. માટે તમારો શો મત છે ? જવાબ મળ્યો ખુસીથી હમે રાજી છીએ. સરદાર એકકાએ બોલવાનુ શરૂ રાખ્યું. ને એમ નહી કરશું, તો અવશ્ય મસુદ હસન આ ગુપ્ત સ્થળ ખોળખી કાઢશે. ને આપણા મંડળને કાળાપાણીના દર્શન કરવા પડશે. જેથી વીલ હાથ કરી બેંકના નાણાં મેળવવામા ઢીલ કરવી ભય ભરેલું છે. આટલુ બોલી કેટલીક વાર મૌન રહ્યા બાદ એકકો નીર્દોષ અબળા તરફ ડોળા કાઢી કહેવા લાગ્યો, તારા પીતાજીનુ નવુ વીલ કોની પાસે છે ? તે અત્યારે વગર વીલબે બતાવી આપ; નહી તો, મંડળની ભયકર સક્ષા ભોગવવી પડશે.

નંબર ૮–મંડળનો ઠરાવ કોઇ પણ બરાબર જવાબ નહી આપે તો, તે ગુન્હેગાર થશે. તેને શું સજા છે, તે બતાવી, હુકમ થતાંની સાથે નંબર ૮ બોલી ઉઠયો મંડળથી જો કોઇને ગુન્હેગાર ઠેરવવામાં આવે તેનાં સારૂં આ ભયંકર શિક્ષા છે. કે બે આખો ખેચી કાઢી, નાક કાન કાપી, રીબાવી રીબાવીને મારી નાંખવામા આવશે આટલું બોલી નબંર ૮ બેસી ગયો. ને એકકાએ બોલવાનુ શરૂ કર્યું. છોકરી, વાત તારે ખરી કેવી પડશે; નહી તો બતાવેલ શક્ષા કરવામાં આવશે. તારો જો જીવ બચાવવો હોય, તો બતાવી આપ. ફક્ત કયા વકીલ પાસે વીલ છે, એજ તારે બતાવવાનું છે. તે મેળવવાનું હમારે માથે છે. જો તમારો છુટકારો લેવો હોય તો બતાવી આપ. વીલ કયાં છે ? તે બતાવવાથી તમને તકલીફ દેવામાં આવશે નહી. હમે વધુ થોભશું નહી. માટે ઉતાવળ કર.

નિર્દોષ અબળાએ આ પ્રસંગે શું કહેવું, તે જાણુતી નહોતી. કંઇ પણ બોલાયું નહી હોવાથી, બીજી વખત આગ્રહ થયો. નિર્દોષ અબળા

કંઇ કહેવા ગઇ, પરન્તુ જીભ ઉપડી નહી. કેટલીકવાર મૌન રહ્યા પછી મોંમાંથી વિચિત્ર શબ્દ નીકળી પડયાં નહીં બતાવશે તો, આ પ્રસંગે અણધારેલા વાકય નીકળી પડયાંથી "એકકાનુ" શુ થયુ હશે ? વાંચક તે તુંજ વિચારી લે.

તરત બીજી વખત સખત રીતે કહેવામાં આવ્યું, લુચ્ચી, સીધી રીતે બતાવી દે હજુ કંઇ ગયું નથી. હવે પછી ના કહીશ તો, હમણાંજ શિક્ષા થઇ જશે. નિર્દોષ બાળાને કોઇ પણ રીતે છુટકારો નહી થવાનો સમય હોવાથી, તે મનમાં કહેવા લાગી હુ વીલ નહી બતાવું તો દુષ્ટ મને મારી નાંખશે; ને જે મને શોધવા નીકળ્યાં છે, તેને પણ હાની પહોંચશે. આવા વિચારોને નહીં ગણકારતાં તે બોલી ઉઠી તારા જેવા દુષ્ટ વીલ કયાં છે, તે બતાવ; તેનાં કરતાં મોતને શરણે થવું વધારે પંસદ કરૂં છું. ઓ પાપી, નરાધમ, મારા પીતાજીનું ખુન કરી મારો તરસ્યો થયોછે. તારો પાપનો ધડો હવે ફુટયા વગર રહેશે નહી. આ વાકય સાંભળી એકકો લાલ પીળો થઇ ગયો હતો. ને કહેવા લાગ્યો. ચલ તારી લપલપી છોડી દે. નહીં તો, જીભ ખેચી કાઢીશ. નંબર ૮ શિક્ષા કરવા હાજર થઇ જા. કહેતાંજ નબર ૮ હાથમાં કંઇ લઇ નિર્દોષ અબળા પાસે આવી ઉભો રહ્યો.

એક કરડી નજર જે હીમતવાન મનુષ્યને કપાવી મુકે, તેવી નજર એ અબળા શી રીતે સહન કરે વારૂ ? એકકો બોલવા લાગ્યો. છોકરી, હજુ કઇ ગયું નથી, માટે કહી દે. વીલનો પત્તો બતાવી આપ. પછી હુ વિશેષ પુછીશ નહી. આટલું બોલી, આખી સભા મૌન રહી.

એક નીર્દોષ અબળાને જુલમ ગુજારવામાં બીલકુલ દયા આવી નહી. અરે, દયા કયાંથી આવે? મનુષ્યનુ ખુન કરી નાંખે તેને દયાનું પુછવુંજ શું ?

વાંચક આફતમાં આવેલી નીર્દોષ બાળા તે કોઇ નથી. પરન્તુ કન્કપ્રભા નગરશેઠની પુત્રી હતી. તે વિચારવા લાગી. જો વીલ કયાં છે. હું નહી બતાવું તો પાપી મને મારી નાંખશે તેમ મસુદ હસન ડીટેકટીવ જીવતોડ મહેનત કરી રહ્યો છે. તે નીરાસામાં બુડી જશે. ભલે, વીલ જાય, મારે સંપતી જોઇતી નથી. એવો દ્રઢ નિશ્ચય કરી, સરદર એકકાને કેહવા લાગી. જો મારી વાતને કબુલ રાખશો તો હું વીલ કયાં છે, તે બતાવું.

એકકો. એક મોટો નીસાસો ખેંચીને બોલ્યો તારે શું કહેવાનું છે ? ને કહી આપ.

કન્કપ્રભા–વીલ કયાં છે, બતાવ્યા પછી મારો સમપુરણ છુટકારો થવો જોઇએ. તેમ મી મસુદ હસન ડીટેકટીવને નુકસાન નહી પહોચવું જોઇએ. તેમ સીવપ્રસાદનો છુટકારો થવો જોઇએ. કન્કપ્રભા બોલી રહી પછી, એકકો બોલવા લાગ્યો. સરવે કબુલ છે. પરન્તુ તારો છુટ-કારો હાલઘડી થઇ શકે નહી. તેમ, કોઇ તરેહની ઈજા દેવામા આવશે નહી. મારો સમપુરણ ખુલાસો થઇ ગયા પછી, હું તને છોડી દઇશ. માટે બોલ, વીલ કયાં છે ?

કન્કપ્રભા–મી. દીનસા વકીલ પાસે. પત્તો મળતાં એકકો આનન્દ થવા લાગ્યો.

કન્કપ્રભા વધરે થાકી ગયલી હોવાથી આરામ લેવા સભા મુકી ચાલી ગઇ. એકકો મંડળને સંબોધીને કહેવા લાગ્યો, વીરલાઓ, વીલ કયાં છે. તે પણ આપણે જાણી ગયા છઇએ, માટે તાબડતોડ એને હાથ કરી લેવું જોઇએ વીલ હાથ કર્યા પછી આપણા મંડળને ઉંચકી અન્ય સ્થળે ચલ્યા જઇશું. ત્યા સુધી આપણને ભય ભરેલુ છે. વાત પુરી થયા પછી સભા વિસરજન થઇ. ને એકકો પોતાના કાર્યમા રોકાયો.

---

# પ્રકરણ:-૬ ઠ્ઠું.

## દોસ્ત કે દુસ્મન.

ઇન્સ્પેકટર સાહેબ કાનપુરથી આવેલા હોવાથી જરા વિશ્રામ લેતા હતા એટલે દ્વાર ખુલ્યો ને મસુદ હસને પ્રવેશ કર્યો ઇન્સ્પેકટરે મસુદને આવકાર દેતા કહ્યું. આવો મી. મસુદ કેમ છો ? તબીયત તો ઠીક છે ને ? હું હમણાજ કાનપુરથી આવ્યો છું. ગઇ કાલની ખબર મને મળી છે એકકો બનાવટી કમીશનરનો તાર મોકલી ફાવી ગયો છે. માટે હવે વધારે વીલંબ નહી કરતાં એ બદમાશને ગમે તે રીતે પકડવો જોઇએ. મસુદ હસને વચમાં ટાપસી પુરતાં કહ્યું બરાબર છે. મી. દેવપ્રસાદ, તેનું ગુપ્ત મંડળ ગમે તેમ શોધી કાઢવુ જરૂરી છે. આપ નીરાંતે રહો. ગઇ કાલે વકીલ પાસેથી નગરશેઠનુ' નવું વીલ લાવી બેન્કમાં અનામત રાખ્યુ છે. માટે વીલ વીષે કંઇ ભય જેવું નથી. પરન્તુ એક અગત્યનું કાર્ય હજુ કરવાનુ બાકી છે. જેથી જીવના જોખમે કનકપ્રભાને બદમાસોના પંજામાંથી બચાવી જોઇએ. તેમ તેને કયે સ્થળે રાખવામાં આવી છે, એ ખબર મેળવી હું અવશ્ય કાલે મળીશ. મારે ઘણા કામ કરવાના હોવાથી હું ઉતાવળે ચાલવા લાગ્યો. પરન્તુ એક અજાણ્યા મનુષ્યને વકીલને બારણે આંટા મારતો જોઇ, હું વિચારમાં પડયો. આ વખત કોણ જાગ્યો ! બદમાશની ટોળીનો તો નહી હોય ! એમ વિચાર આવતાજ એની હીલચાલ પર નજર રાખવાનો નીશ્ચય કીધો. વકીલની ઓફીસની બાજુમાં એક વાડ હોવાથી તેમાં હું ગુપ્ત રીતે પેલા અંજાણ્યુ મનુષ્યની હીલચાલ પર નજર રાખવા લાગ્યો. જરાક વાર નહી થઇ એટલે વકીલ સાહેબ આવી લાગ્યા હતા. આ પ્રસંગ શું જામ્યો છે, તે જોવા હું આતુર થયો હતો. વકીલ

ઓફીસમાં ગયા પછી અજાણ્યો અંદર જઇ વકીલ સાથે વાત કરવા લાગ્યો. જો કે પહેલાં શી વાત થઇ, તે હુ કળી શક્યો નહી; પણ સાવચેતીથી પાસેના ઓરડામાં આવી બે વચ્ચે શુ વાત થાય છે. તે સાંભળવા લાગ્યો. આવેલા અજાણ્યા માણસે વકીલના હાથમાં કાગળ મુકતાં કહ્યું. વકીલ સાહેબ, પત્ર વાંચી માગેલી ચીજ ઉતાવળે આપવા કૃપા કરશો. જો હું તરત પાછો નહી ફરૂ તો, તમારા ઉપર વિપત્તી આવી પડવાનો સભવ છે. માટે ઢીલ કરશો નહી. વકીલ દીનશા નીચે પ્રમાણે પત્ર વાંચવા લાગ્યા

મી. બી. દીનશા વકીલ.

મજકુર પત્ર વાંચી આવેલા માણસને મારા પીતાજીનું નવું બનાવેલું વીલ જરૂર આપી દેસો. કારણકે હું એકકાના હાથમાં ફસાઇ પડી છું એકકાને વીલ મળી જવાથી મારો છુટકારો થાય એમ છે. જો વીલ નહી આપશો તો મને રીબાવી રીબાવી મારી નાંખવામાં આવશે. વીલનો હકદાર હું પોતેજ હોવાથી વીલ આપવામાં આનાકાની કરશો નહી.

લી. કનકપ્રભા.

ઉપલો પત્ર વાંચી રહ્યા બાદ વકીલ મી દીનશા ભયથી ધ્રુજવા લાગ્યા. એક શબ્દ પણ બોલાયો નહી. મી. દીનશાને ખાત્રી હતી કે, એકકાને વીલ નહી મળે તો, પોતાની શી સ્થીતી થાય! કનકપ્રભાનું ખુન નહી પરન્તુ પોતાનું ખુન થવાનો સભવ હતો. બીજી તરફ માગેલું વીલ કાલે મી. મસુદ ડીટેકટીવ લઇ ગયા હોવાથી શું ઉપાય લેવો તેનો વિચાર કરવા વકીલ ગંભીર સ્થીતીમાં ઘોડા દોડાવવા લાગ્યા. એકકાનો પજો ભયંકર હોવાથી ગમે તે હીંમતવાન પોતાની હીંમત

હારી જતો હતો. વિચારના ઘોડા અહીં સુધી દોડવા પામ્યાં હતાં કે બીજો પ્રશ્ન થયો. મી. દીનશા વીલંબ કરવાનો વખત નથી. માટે વીલ મારે સ્વાધીન કરશો. વકીલથી આ પ્રસગે બોલવા વગર છુટકો હતો નહી. જેથી આવેલા મનુષ્યને કહ્યું. ભાઇ, વીલ મારી પાસે હતું ખરૂ પરન્તુ ગઇ કાલ ડીટેક્ટીવ મસુદ હસન મારી પાસેથી લઇ ગયા છે. જેથી હું લાચાર છું. આ અણધારેલા શબ્દ સાંભળી આવેલો લાલ પીળો થઇ કહેવા લાગ્યો. વકીલ સાહેબ સતાવવા માંગો છો? પરીણામ બુરૂ આવશે; માટે વહેલા ચેતજો. આવા શબ્દો કહી છટકશો નહી. વીલ લીધા વગર હું જનાર નથી. જો નહી આપશો તો (રીવોલવર કાઢીને) જબરદસ્તીથી લઇશ શું નીર્ણય પર આવ્યા છો? તે સત્વર કહો. હા કે ના. વકીલ આવી અણધારી આફત આવેલી જોઇ ભય પામવા લાગ્યાં. આવેલા માણસને વીલ નહી મળે તો એક સેકન્ડમાં પ્રાણ જાય એમ હતું. પરન્તુ વીલ પોતાની પાસે નથી તે ખાત્રી કરવા શું ઉપાય લેવા તેના વિચારમાં ગોથા ખાવા લાગ્યાં. એટલે અચાનક રીવોલવરનો અવાજ થયો. આવેલા માણસના હાથમાંથી રીવોલવર નીચે પડી ગઇ. કે તરત મી મસુદ હસન સામે આવી ઉભા થયાં. કેમ લુચ્ચા, હવે કયાં નાશવાનો છે? વીલ માંગનારો તું કોણ છે? કયાંથી આવ્યો છે? તે બતાવ. નહી તો ખોપરી ઉડાવી મુકીશ. અજાણ્યો ધીમા સાદે કહેવા લાગ્યો સાહેબ મને મારશો નહી. હું પોતે કેસવન છું. કેસવન નામ સાંભળી હું આશ્ચર્ય પામવા લાગ્યો. આ તે એજ કેસવન હતો. જે નગરશેઠના નોકરને મારી સાથે હોટલમાં ગુમ થયલો કેસવન વળી આજે મળ્યો. હું મનમાં આનંદ થવા લાગ્યો કેસવન મળવાથી કેટલીક નવી બાતમી અવશ્ય મળશે. એમ ધારી હું કેસવનને કહેવા લાગ્યો.

કેસવન ? હું વચન આપું છું કે તું સજાને પાત્ર છે. કારણ કે એકકાની ટોળીમાં ફસાઇ. ફરજીયાત તારે સોંપેલું કામ કરવું પડે છે, તે હું સમજું છું. તું બહીશ નહીં. હું તને ગમે તેમ કરી બચાવીશ. પરન્તું એક શરતે, તે એ કે તારે અહીંઆ રહેવું પડશે. ને તારો નંબર ૮ નો વેશ મને આપવો પડશે. કેસવન કંઇક વિચાર કરીને કહેવા લાગ્યો અવશ્ય આપીશ માન્વન્તા સાહેબ! પણ હું પકડાઇ જાઉ તો મારૂં શું થશે !

કેસવન ! તારે બીલકુલ બીહવાનું કારણ નથી, મેં આજે આખા મંડળને પકડવાની તૈયારી કરી છે. જેથી તારો નંબર ૮ નો વેશ હોવાથી મને અડચણ પડશે નહીં; તેમ સભામાં દાખલ થઇ મારે કેટલીક બાતમી મેળવવાની છે. કેટલીક બીજી વાતો થયા બાદ આ પ્રસગે હું નબર ૮ નો વેશ ભજવતો હતો.

પ્રીય વાંચક તુ કેવી રીતે મેળવા શકયો તેનો ખુલાસો કર્યા વગર હું બગાડી પગલાં ભરીશ નહીં. કેસવન મારા હાથે અડવાથી કેટલીક અગત્યની બાતમી તથા કયે સ્થળે બદમાસોનું ગુપ્ત મડળ છે તે જાણી શકયો હતો સમય વધારે વ્યતીત થવાથી હું ગુપ્ત સ્થળે ઉતાવળથી આવવા લાગ્યો. કલાક એક પછી એક નીરજન જંગલમા એક ગુફા જેવો દેખાવ દાઠો જેથી હુ તે તરફ ચાલવા લાગ્યો. ગુફાની નજીક પહોંચતા મને જણાયું કે ત્યથી જરા છેટે એક મકાન આવી રહ્યું હતું. તે મકાનની બીજી બાજુએ એક બીજા બગલો દેખાયો. નીશાનીઓ બરાબર મલતી આવતી હોવાથી તે બંગલા તરફ હુ ચાલવા લાગ્યો. નજીક જઇ દ્વારમાં બટન દાબ્યુ એટલે ઘટડી વાગી કે તરત કોઇએ એ ઝીણા બાકોરામાથી સવાલ કાધો. કોણ? મેં કહ્યું પંજો નબર ૮ બાનું ઉઘાડો કે તરતજ દ્વાર ખોલ્યું. ને હુ અંદર ગયો. મારા અદર જતાની સાથે તે મનુષ્ય એટલે જે માણુસ નબર ૫ હતો. તે

પુછવા લાગ્યો. કેમ બહુ વાર લાગી. નંબર ૮, સરદાર એકકો તમારી વાટ જોઇ, જોઈ, હમણાંજ બહાર ગયા છે. પરન્તુ આવી લાગ્યા હશે. વાંચક આમાં મારે ખ્યાલ રાખવાનો છે. મુખ્ય દ્વાર છતાં ગુપ્ત દ્વાર પણ છે. જેમાં એકકો આવી શકયો હોય. જે ખબર નંબર ૫ જાણતો નથી. ઠીક અગાડી ચલાવશું. વળી નંબર ૫ બોલવા લાગ્યો. સરદારે મને સાથે લઇ આવવાનું કહ્યું છે. જેથી સરદારનો મત એમ છે કે, આજે સભા ભરી આજ સુધીનો ખુલાસો કરવાનો છે. "જોઇતું હતું તે વૈદે કહ્યું" તેમ થવાથી હું મનમાં આનંદ થવા લાગ્યો, બીજું કે ગુપ્ત સ્થળનું મંડળ કયાં મળે છે. તે જોયલું નહીં હોવાથી નબર ૫ ની મદદ મળી હતી. એટલે પુછવુંજ શું. પરન્તુ હજુ એક અગત્યનું કાર્ય બાકી રહ્યું હતુ. ઇન્સ્પેકટરને ખબર નહીં મોકલી હોવાથી ખબર મોકલવાની ખાસ જરૂર હતી. પણ એક નવીન ખ્યાલ આવવાથી તેજ ઠીક પડશે. ધારી નંબર ૫ ને કહેવા લાગ્યો. નંબર ૫ મારી એક મોટી ભૂલ થઇ છે. પણ ભૂલ સુધરે તેમ છે. જો તું બે મીનીટ લાંબ થોભે તો, એટલે નંબર ૫ મને કહેવા લાગ્યો ફીકર નહીં, સભા પછી આવીને સુધારજે. અત્યારે સમય નથી. વખતે સરદારની સ્વારી આવી લાગશે તો મુવા સમજવું. માટે ચાલ હવે વીલમ કરવાનો વખત નથી.

હું નંબર ૫ને શાંતીપણે કહેવા લાગ્યો તું બીલકુલ ગભરાઇશ નહી. તે કામ પણ સરદાર સાહેબનુંજ છે. એટલે વાંધો નથી. મારો આગ્રહ જોઈ નંબર ૫ મને પુછવા લાગ્યો. આટલી બધી જરૂરની વળી કઇ વાતની ભુલ થઇ છે !

ખુલાસો કરતાં મે કહ્યું. સરદારનો એવો હુકમ હતો કે જયારે વીલ લઇને પાછો ફરે ત્યારે, હોટલમાં કહેતો આવજે કે મસુદ હસન કદાચ આવે તો ફોન કરે. તેમ ડોટેકટીવને ફસાવી મંડળમાં હાજર

કરે. એ વાત હું તદ્દન કહેવા ભુલી ગયો છું. જેથી, મારે કહેવુંજ જોઇએ. માટે તું અહીઆજ થોભે કે બે મોનીટમાં હું પાછો આવી લાગીશ દ્વાર ખોલી મેં તરત ભાડાની ગાડી કરી, પાસેની પોસ્ટ ઓફીસમાં જઇ ઇન્સપેક્ટરના ઉપર ટેલીફોન કર્યો. ઇન્સપેકટરને જે કહેવાનું હતું, તે કહી તરત તેજ ગાડીમાં બેસી, જોતજોતામાં હું ગુપ્ત સ્થળે આવી લાગ્યો. નંબર પને લઇ મંડળમાં દાખલ થયો. જો કે આ પ્રસંગે મારે ઘણીજ સાવચેતી રાખવાની જરૂર હતી છતાં હીંમત પૂર્વક હું નંબર પ સાથે ચોતરફ નજર કરતો ચાલતો હતો. મંડળમાં પહોંચતાં આખા મંડળની નજર મારા તરફ હતી ને મને પ્રશ્ન પર પ્રશ્ન થવા લાગ્યા. કેમ નંબર ૮ વીલ હાથ આવ્યું કે? બધાને શાંતી કરતા મે આનંદથી કહ્યું, આપણો વીજય છે. વીલ મારી પાસે છે સરદાર આવતા વાર જો કે આ પ્રસંગે અકકલનો એકકો નહી હોવાથી, આખી સભા તેની વાટ જોઇ બેઠી હતી. મારો વીજય થવાથી આખી સભા શાબાશ! નંબર ૮ શાબાશ છે. એમ કહેવા લાગી. હું નંબર ૮ના વેશમાં વિચાર કરવા લાગ્યો બાજી તો આવેલી છે, પણ કેમ હજુ એકકો આવ્યો નહી હોય? ચેતી તો નહી ગયો હશે? જો તેમજ હોય તો બાજી બગડી જાય માટે શુ કરવુ? બીજી તરફ આખું મંડળ હાથમાં છે. ઇન્સપેક્ટરને આવતા વાર પરન્તુ અફસોસ જેના સારૂં આટલી બધી કોશીષ કર્યાં છતાં છટકી જાય તો, એક્કાને સોધવું કયા! એ મોટો સવાલ નજર અગાડી આવી ઉભો હતો લગભગ કલાક એક વીતી ગયો હોવાથી, તેમ ઇન્સપેક્ટર આવી લાગવાનો વખત થવાથી, હુ એક બીજો પલેન ઘડી સભાને કહેવા લાગ્યો. દોસ્તો અથવા દુસ્મનો તમારા પાપનો ઘડો ફુટી ગયો છે આટલું બોલતાંજ આખી સભામાં કોલાહલ વ્યાપી રહ્યો કે તરતજ મારાં મોઢ ઉપરથી કપડુ દુર કરી વખતને અનુસરીને મારી રીવોલવર

મેં તૈયાર રાખી. અગાડી બોલવાનું શરૂ કર્યું. દુષ્ટો આજે મારા હાથમાંથી છટકી ને કયાં જવાના છો ! જો છટકવાની કોસીશ કરશો તો, એક પણ મારા હથે બચશો નહી. જો બચો તો, બહાર ઇન્સ્પેક્ટર લશ્કર લઇ વાર જોઇ રહ્યા છે. માટે બદમાસો શરણે થાવ મે તરત ઇન્સ્પેકટરને સાહેદ કર્યો. તરતજ ઇન્સ્પેકટરની ટુકડી સાથે હાજર થઇ, બદમાસોને હાથ કડીઓ પહેરાવી, લઇને ચાલવા લાગ્યા. મે ઇન્સ્પેક્ટરને સાવચેતી રાખવાનું કહી, એકકો જે દિવસે પકડાય તે દીવસે મુકદમો માડવાનુ કહી મારૂ વધુ કાર્ય ગુપ્ત સ્થળમાં કરવા લાગ્યો વધુ તપાસ કરતાં નીચે એક ભયંકર ભોંયરૂં મારાં જોવામાં આવ્યું. ભોયરાંની અંદર કોઇની લાસ પડેલી હોય એમ લાગવાથી નજીક જઇ જોવા લાગ્યો. અરે ! ખુન ! આ કેવો ભયકર બનાવ ! કનકપ્રભાની લાસ ! જેમા બદમાશ એકકો માથુ કાઢી ગયો હતો. માથુ નહી હોવાથી હું પહેરેલા કપડા ઉપરથી કનકપ્રભાની લાસને પારખી શકયો હતો. જે દીવસે નગર શેઠના મકાનેથી બદમાશો કનકપ્રભાને ઉપાડી ગયા હતા, તેજ કપડાં. આ પ્રસંગે દષ્ટીગોચર થતા હતાં. મારી બધી આશાઓ નીરાશામાં મળી ગઇ હું અફસોસ કરવા લાગ્યો. જેના સારૂં હું જાનતોડ મહેનત કરી બચાવતો હતો, તેનું આવુ ભયકર ખુન ! આ સમય અફસોસ કરવાનો નહી હોવાથી, હું તરત હોટલ તરફ ચાલવા લાગ્યો. હોટલમાં કોઇ નહી જણાવવાથી એ હોટલ પણ બદમાસોની ટોળીની જ હોવી જોઇએ એમ ધારી, વધુ નહી રોકાતાં હું ઇન્સ્પેકટર દેવપ્રસાદની મુલાકાતે જતો હતો. પરન્તુ રસ્તામાંજ પાચ વાગી ગયા હોવાથા, વધુ કામ આજે થશે નહીં. ને મારે અગાડી કેવા પગલાં ભરવા, તેના વિચારમાં ગુંચાયો. એટલે સામેથી એક છોકરો આવી બોલવા લાગ્યો સાહેબ આજના સમાચાર વાચવાં લાયક છે છાપો લઇ હું અગત્યની બીનાઓ જોવા લાગ્યો. છાપાના બીજા પાનામાં મોટાં અક્ષરથી લખ્યુ હતુ કે

"કનકપ્રભાનું ખુન" વર્તમાન પત્રના અધીપતી સાહેબ! કનકપ્રભાનું સંપૂર્ણ રીતે ખુન થયું છે! મસુદ હસને મારો પીછો લીધો તેમ મારા મંડળના માણસોને પકડેલાં હોવાથી ના છુટકે મારે કનકપ્રભાનું ખુન કરવું પડયું છે. મી. મસુદ હસન ડીટેકટીવ વિચારમાં હશે કે, મને કેમ પકડી શકાય નહી, તેનો ખુલાસો પણ હું કરૂં છું. જ્યારે મસુદ હસને ગાડીમાં બેસી પોસ્ટ ઓફીસમાં જઇ ઇન્સ્પેકટરના ઉપર ટેલીફોન કીધો હતો. તે વખતે મેં બધી હીલચાલ ઉપર નજર રાખી હતી. પરન્તુ ઇન્સ્પેકટર પોલીસખાતા સાથે તરત આવી લાગવાથી, હું મારા મંડળને બચાવી શકયો નહી, મને પકડવાની આશા રાખશો નહી. જો આશા રાખશો તો જીવના ભોગ થઇ પડશો. મારા નામપર લાલ લીટો ચડાવી દેશો. 'અકકલનો એકકો'

છાપામાં સમાચાર વાંચી હુ અફસોસ કરવા લાગ્યો. કનકપ્રભાને બચાવવા મેં અનેક ઉપાય કર્યા. પરન્તુ, બચાવી શકયો નહી જેથી મને અત્યંત ખેદ થવા લાગ્યો. પરન્તુ અફસોસ કરવામાં કંઇ સારા પરીણામ આવે તેમ હતું નહી. એકકાને કેવી રીતે પકડવો તેનો વિચાર કરવા લાગ્યો. હું વિચારમાંજ હતો કે ટેલીફોનની ઘંટડી ખખડી જેથી કંઇ નવું જુનું હોય. ટેલીફોન લઇ પુછવા લાગ્યો. કોણ છો! હું ઇન્સ્પેકટર દેવપ્રસાદ વાત કરૂં છું. જવાબ મળ્યો. મસુદ હસન આજે રાતના નવ વાગે બદમાસો જેલરને ઠગી, એકકાની મદદથી છટકી ગયા છે. માટે સત્વર તપાસ ચલાવશો. અધુરામાં પુરૂં આવા સમાચાર મળવાથી હું વધારે ચીન્તામાં ફસાયો. પરન્તુ દરેક વિચારોને તજી દઇ. કીનારે આવેલું વહાણ ડુબી જવા છતાં, હીમ્મત પૂર્વક કામ ચાલુ રાખવાના અનુમાનપર આવ્યો. ઓ! ખુદા! શું તારી કુદરતની લેહ છે કે બદમાસોની વીજયને, સત્યની પરાજય, પરન્તુ પાપી હવે વધુ ટકશે નહીં. સત્યનો વીજય છે. માટે હે દીલ તું ગભરાઇશ

નહીં. સમુદ્ર તરી ફીનારે આની હીંમત હાર નહીં. તે વગી તને છાજે નહીંજ. માટે પુરા જોસે કાર્ય ચલાવ. બદમાસને પકડી દુન્યાને બતાવી આપ. કે પાપીનો ઘડો ફુટયા વગર રહેતો નથી. ઝુલમનો પેગામ ટુંકો સત્ય અગાડી જુઠું ટકી શકતું નથી. હીંમત વગર કાર્ય પાર પડતું નથી. કુલટ વગર ફ્નેહ નથી. માટે ચાલ, વીરલા, અગાડી વધ, ને બદમાસ અકકલના એકકાને અપાર ક્રુરતાની શીક્ષા કરાવ. આવા ઉચા વિચારો મારા મન સાથે અથડાવાથી જાણે કેમ એકકો હમણાંજ પકડાઈ જશે. તેમ મનમાં આનદ થવા લાગ્યો. ટેલીફોનનો ખ્યાલ આવવાથી હું તરત જેલરની જુબાની લેવા એકદમ જેલ તરફ આવવા લાગ્યો. બહાર નીકળતાં પોસ્ટવાલો ટપાલ લઇ આવી લાગ્યો હોવાથી, હું ટપાલ જોવા થોભ્યો. ધારેલી વાત બરાબર નીવડી. આવેલો પત્ર વાંચવા લાગ્યો.

વ્હાલા મી. મસુદ હસન

એકકો આ ગામમાંજ છે. મારી હકીકત જાણી જવાથી મારૂં ખુન થવાનો સંભવ છે. જેથી આપ ૧૮૮ નંબરવાળા મકાનમાં મને જરૂર મલશો. વધુ ખુલાસો અત્રે કરશું.

લી. આપનો તાબેદાર કેસવન.

પત્ર વાંચી રહ્યા બાદ હું ઉતાવળે જેલરની મુલાકાતે જવા નીકળ્યો. એકાએક પેલા ટપાલી ઉપર મારી નજર પડતા હું વિચારમાં પડયો. પોસ્ટવાળો શું કરવા મારી હીલચાલપર નજર રાખતો હશે. માટે કંઇક દાળમાં કાળું છે. જેથી એની ખબર લેવી જોઇએ. હવે મને ખાત્રી થઇ કે પત્ર કેસવનનો નથી. બદમાસ એકકાનોજ હોવો જોઇએ. તેમ પોસ્ટવાળો પણ તેનોજ માણસ હોય તેમાં નવાઇ નથી.

ત્યાં સુધી પોતાનું કામ મુકી મારી હીલચાલપર નજર રાખે નહીં. બાજુના મકાનમાં ઉભેલા ટપાલીને પુછવા લાગ્યો તું કોણ છે ! બદમાશ પોસ્ટમેનનો વેશ લઇ મને ફસાવા પત્ર લાવ્યો છે. સત્ય કહેજે કે પત્ર કોણે તને આપ્યો છે. જો કહેવામાં જરાપણ ફેર આવશે તો તારો અંત આવેલો સમજજે. મારી વાત સાભળી જાણે છટકવાની તૈયારી કરતો હોય એમ લાગવાથી હું તરત ચેતી ગયો ને જોરથી ગળુ દાબી પુછવા લાગ્યો. બોલ, તું શું કામે આવ્યો છે ? ટપાલીએ ધ્રુજતા સ્વરે કહ્યુ. સાહેબ હું બદમાશ નથી. હું સરકારી માણસ છું. હું ટપાલ પહોચાડવા આવ્યો હતો માટે મને રોકશો નહી. આપને શંકા આવતી હોય તો મારી સાથે આવી ખાત્રી કરી લેશો. મારે બાજુના મકાનમાં બે પત્ર વહેચવા છે જે હોય તે જણાઇ આવશે ધારી, હું પણ ટપાલી સાથે આવવા લાગ્યો. તે મકાનમા જઇ ટપાલ આપવા ગયો. એટલે હું બહારજ ઉભો રહ્યો પરન્તુ વધુ વખત થવાથી કળી ગયો કે, તે ટપાલી નહીં પરન્તુ બદમાસજ હતો. જેથી પાછલા ભાગમાં રહી પલાયન કરી ગયો હશે મારી ધારણા ખરી નીવડી હતી. હું પણ તે મકાનના માલેકને મળવા અદર ગયો. એટલે મકાનનો માલેક બહાર નીકળતાં મને સામે મળ્યો. જેથી મેં પુછયું તમોને કોઇ ટપાલ આપી ગયો છે ?

ઘરનો માલેકઃ—જી હા. ટપાલ આપી ગયો ખરો, પરન્તુ તે પત્ર મારો નથી. તેમ તે માણસને હું જાણતો પણ નથી. જેથી ટપાલી કંઇ બાજુએ ગયો છે તેની તપાસ કરવા હું બહાર નીકળતો હતો. એટલે મેં તમોને જોયા છે.

મેં પુછયું—તે કંઇ બાજુએ ગયો છે તે તમે જોયો નથી.

જવાબ—જી ના.

મે-ને પત્ર કર્યા છે ? પત્ર મારા હાથમાં આવતાં મેં પત્ર પર મારૂં નામ લખેલું જોઇ લગીર વાંચવા લાગ્યો. બીજી તરફ આવેલો શીકાર છટકી જવાથી અફસોસ કરવા લાગ્યો. પત્રમાં નીચે પ્રમાણે લખેલું હતું

મી. મસુદ હસન

આપની ચાલાકી મારી સામે ટકવી મુસ્કેલ છે. માટે તકલીફ લસો નહી ધારેલું કામ વધારસો નહી. તોનહી જોખમમાં આવી પડશો. પરન્તુ તમારી બાહોશી હીંમત અને બહાદુરી જોઇ, મારો હાથ ઉપડતો નથી, પણ એટલું યાદ રાખજો કે નગરશેઠના એક કુટુંબને પણ આ જગત પર રહેવા દઇશ નહી. નામો નીસાન પણ રહેશે નહી, વખત આવે વધુ ખુલાસો આપીશ.

લી. અકકલનો એકકો,

પત્રને બીલકુલ ધ્યાનમાં નહી લેતાં ધારેલું કામ પાર પાડયા વગર રહેવું નહી, એમ દ્રઢ નીશ્ચય કીધો. ને જેલરની ખબર લેવા એકદમ ઉપડયો.

---

# પ્રકરણ ૭ મું.

## કુન્કુપ્રભાની બાતમી.

આજે બપોરનો સમય થયો છે. શહેરવાસી પોત પોતામાં વાત કરી રહ્યા હતાં કે, આટલી જબરજસ્ત કોશીષ છતાં ખુની એકકો પકડાતો નથી, શું ત્યારે ખુની નહીજ પકડાય ? શું નગરશેઠની પુત્રી કન્કપ્રભાનુ ખુન થયુ છે ? એ પાપી એકકાનો અંત કયારે આવે, આ સમયનો લાભ લઇ આપણા ડીટેકટીવ સાહેબ બદમાશના ગુપ્ત સ્થળે

વધુ તપાસ ચલાવી રહ્યાં હતાં. વાંચક નગરવાસીઓને વિચાર કરતાં મુકી ડીટેકટીવ મસુદ હસન તરફ વળીએ. ગુન્હસ્થળ ખબર હોવાથી તપાસ ચલાવવામાં વાર લાગી નહી. જેથી હું સારી રીતે તપાસ કરવા લાગ્યો. પરીણામે કંઇ નહી જડવાથી હું નીરાશ થઈ પરન્તુ જ્યાં કનકપ્રભાની લાસ મળી આવી હતી, તે સ્થળથી જરાક છેટે કોઇ મનુષ્યના પગલાં જણાયા. તેનાથી જરાક જમણી બાજુએ એ બીજા બે પગલાં જણાવાથી હું તે પગલાં કોઇ સ્ત્રીના હોય એમ અનુમાનપર આવ્યો. તે આમજ હતું. અગાડી જે બે પગલાં જણાયા, તે મનુષ્યના હતાં. ને બીજા બે પગલાં કોઇ સ્ત્રીના હોય એમાં જરાપણ સંદેહ હતું નહીં. શું અકકલનો એકકો મારાં આવવા પહેલાં કનકપ્રભાનું ખુન કરી એમાથી ન્હાસી ગયો હોય, એ બનવા જોગ હતુ. પરન્તુ બીજા પગલાં કોઇ સ્ત્રીના દેખાય છે. એ કોના! ત્યારે શું કનકપ્રભા જીવતી છે! મને ઠગવા સારૂં તે કનકપ્રભાનું ખુન થયું છે? ખાત્રી કરવા કનકપ્રભાના કપડા કોઇ બીજી લાસને પહેરાવી, લાસને એકકો મુકી ગયો હશે. બંને, તેમાં નવાઇ નથી. એવા વિચાર આવતાં પગલા કયાં સુધી ગયાં છે, તેની શોધ કરવા મેં નીશ્ચય કીધો. લગભગ પાંચ મીનીટનો રસ્તો કપાયો હશે, એટલે સ્ત્રીના પગમાં અદૃશ્ય થઇ, ફકત મનુષ્યનાં પગલાંજ દેખાવા લાગ્યાં. એ સ્થળે જાણે બે વચ્ચે કંઇ ઝપાઝપી થઇ હોય, એમ લાગતું હતું. પગલાં ઉપરથી એમ ભાસ થતો હતો કે સ્ત્રીને ઉંચકી એકકો અગાડી વધ્યો હશે. કારણ કે મનુષ્યના પગલાં અગાડી કરતાં બોયપર વધારે ઉતરયાં હતાં. આગલે દીવસે જરાક વરસાદ પડી જવાથી આ પ્રસંગે પગલાં ચોખ્ખા જણાતા હતાં જ્યાં જ્યાં પગલાં ગયા છે, ત્યાં ત્યાં હું અગાડી વધવા લાગ્યો. કલાક એકનો રસ્તો કાપ્યાં બાદ, રેલવે સ્ટેશન આવી લાગ્યું હતું. તેમ પગલા પણ અગાડી જણાયાં નહી. ટીકીટ ઓફીસમાં જઇ ટીકીટ માસ્તરને પુછવા લાગ્યો, ગઇ કાલે ત્રણ વાગ્યાના શુમારે

એક પુરૂષ ને એક સ્ત્રી આવ્યાં હતાં, તે ક્યાં ગયા છે ? ટીકીટ માસ્તર મને પીછાનતો હોવાથી તરત કહેવા લાગ્યો, સાહેબ મને ચોક્કસ યાદ છે કે એક પુરૂષ ને તેની સાથે કોઇ હતું ખરૂં. તે કોણ પુરૂષ કે સ્ત્રી હું જોઇ શક્યો નહી. કારણકે ટીકીટ લેવા સારૂં તે પુરૂષ એકલો આવ્યો હતો ને બે માણસની ટીકીટ લીધી હતી. ટીકીટ ઉપ-રથી એમ જણાતું હતું કે તે કાનપુર જવાના હતાં. કાનપુરનું નામ સાંભળી હું મનમાં ખુશી થવા લાગ્યો. અવશ્ય કનકપ્રભાની વધુ ખબર મળી આવશે. સુભાગ્યે આ વખતે ગાડી આવી લાગી થતી. ગાડીમાં બેઠા પહેલા મેં ઇન્સ્પેક્ટર દેવપ્રસાદના ઉપર નીચે પ્રમાણે તાર કીધો.

ઇન્સ્પેક્ટર દેવપસાદ, હું મેલમાં આજે કાનપુર ગયો છું. કનક-પ્રભાની વધુ ખાતમી મળવાનો સંભવ છે.
મસુદ હસન.

ગાડીમાં બેસતાની સાથેજ મેલ ઉપડી ગયો હતો. આવતો કલકત્તાનો મેલ આજે લેટ હોવાથી હમારી ગાડીને આગલા સ્ટેશને થોભવું પડ્યું. કલકત્તાનો ફાસ્ટમેલ પાંચ મીનીટ નહી થઇ હશે, કે આવી લાગ્યો હતો. ગાડી પાસે આવતાં કોઇએ તે ગાડીના ડબ્બામાંથી પથ્થરનો વજન બાંધેલો પત્ર મારા કમ્પાર્ટમેન્ટમાં ફેંક્યો. પત્ર મારા ડબ્બામાં પડતાં હું તે ડબ્બા તરફ જોવા નીકળ્યો. પરન્તુ ફાસ્ટમેલ હોવાથી કેટલેક છેટે મેલ નીકળી ગયો હતો. પત્રમાં અકકલનો એકકો સરનામું ટર્યું હતું. એકકાનું નામ જોઇ હું વિચારવા લાગ્યો. શું એકકો પણ એજ ગાડીમાં છે ? પત્ર તેને મળવાના બદલે મને મળ્યો. બીજી તરફ એમાં કેટલાક નવીન સમાચાર હોવાથી હું મનમાં આનંદ થવા લાગ્યો. વાંચક તું શું કરવા નીરાશ થાય છે. તે પત્ર નીચે પ્રમાણે હતો.

અકકલના એકકા

તારા પાપી કૃત્યમાં તું ફાવી શકશે નહી જેથી સદાને માટે પસ્તાવો કરજે. તારા તરફનો મને તલભાર પણ ભય નથી. તારે ફાવે

તેમ કરી લેજે. પરન્તુ એટલું યાદ રાખજે, કૃત્યોનો બદલો લીધા વગર હું છોડીશ નહીં; માટે સાવચેત રહેજે.

લી. ક.

પત્ર વાંચી રહ્યા બાદ હું ઉંડા વિચારમાં લીન બન્યો. ઓ ખુદા, એકકાનો દુશ્મન ક. નામનો પુરૂષ કોણ? નમ્બર ૫ કાન્તીલાલ તના મંડલનો માણસ તો નહી, વખતે મડળમાથી જુદો પડી બદલો લેવા તૈયાર થયો હોય, એમ પણ બનવા જોગ છે. કે કેસવન મારો દોસ્ત પોતાના ઉપર સખત રીતે દુઃખી કરવાથી વેર વાળવા તૈયાર થયો. હોય અથવા કન્કપ્રસાદનું નામ પણ ક. થીજ થાય છે. હવે એ ત્રણમાથી કોણ હશે? આવા વિચારોએ આ પ્રચડ મનને ઘેરી લીધો હતો. મારે હવે શુ કરવું? કારણ કે એજ બાડીમ એકકો પણ હતો. એ સર્વે વિચારોને તજી આગલા સ્ટેશને એકકાને પકડવાનો મે દઢ નીશ્ચય કાધો. તેમ મળેલો પત્ર કોનો છે તેની ખબર પણ કાઢવાની અગત્ય હતી આ વખતે ગાડી પુર વેગે ધસી રહી હતી એ ભયકર જગલ આવતાં મારી નજર તે તરફ ગઇ. અફસોસ! આ પ્રચડ ચાલતી ગાડીએ કોઇ એક બળવાન પુરૂષ કુદી પડયો હતો. ગાડનું તે તરફ બીલકુલ ધ્યાન નહી હોવાથી, ગાડી અગાડી વધી રહી હતી. તે કોઇ નહી પરન્તુ એકકો પોતેજ છે. સ્મરણ થવાથી મેં સાકળ ખેચી; એટલે ગાડી ઉભી રહી હું નીચે ઉતરી ગાર્ડને મળી એકકો જ્યાં કુદી પડયો હતો. તેનો પીછો પકડવા દોડવા લાગ્યો. ગાડી એકકાના ઉભેલા સ્થળેથી ઘણી છેટે નીકળી ગઇ હતી જેથી મારા પહોચતા પહલાં એકકો કયાંક અદૃશ્ય થઇ ગયો હતો. છતાં પીછો નહી મુકતા હું પણ તે ભયકર જગલમાં અગાડી વધવા લાગ્યો જો કે મને ખાત્રી થઇ કે એકકાને બીલકુલ ખબર નથી. કે મેં તેનો પીછો પકડયો છે. આશામાને આશામાં હું અગાડી વધવા લાગ્યો,

કેટલીક દૂર ગયા પછી એક જુની ઝુપડી મારે નજરે પડી. આવા ભયંકર નીર્જન જંગલમાં આ ઝુંપડી કોની હશે ! ઝુંપડીની નજીક આવતા આશ્ચર્યનો પાર રહ્યો નહીં. એક અપરીચીત પુરૂષ તે ઝુપડીમાંથી નીકળ્યો ખરો. પરન્તુ કંઇક વિચાર આવતાં પાછો અંદર ગયો. તે સમયનો લાભ લઇ, હું ઝુપડીના પાછલા ભાગમાં સંતાઇ ગયો ને અંદર શું હીલચાલ ચાલે છે. તે જોવા લાગ્યો. સુભાગ્યે તે તરફ એક બાકોરૂં હોવાથી અંદર શું થાય છે, તે જોવામાં હું ફાવી શકયો હતો. એક જુના ખાટલાપર એક નવ જુવાન પડયો પડયો વાતમાં રસ લેતો હતો. તેને પીછાનતાં મને વાર લાગી નહી. કારણ-કે જે ડ્રેસથી પેલો પુરૂષ ગાડીમાંથી કુદી પડયો હતો, તેજ હતો. પરન્તુ તેની બાજુ નીચે એક સ્ત્રી બેઠી હતી તેના તરફ મારી નજર પહોચતાંજ હું મહાસાગરનાં ઉંડા જળમાં બુડવા લાગ્યો તેનો ચહેરો જોતા એમ ભાસ થતું હતુ કે તે નગરશેઠની દાસી હતી ઓ ખુદા, આમાં શું ભેદ સમાયલો છે દાસીનુ ખુન થયાનો દસમો દીવસ ચાલે છે, આ વળી કઇ દાસી ! મામલો વિચિત્રપર ચડેલો હતો. હું વિચારમાળા ગુંથવા લાગ્યો. ખાટલાપર બેઠેલો ભયકર પંજો એટલે એકકો પોતાના બે માણસને કહેવા લાગ્યો. જેથી મારી વિચારમાળા તુટી ગઇ, ને મોતી વેરાઇ ગયા. હું કાઇ પણ નીર્ણયપર આવ્યો નહી પણ પેલા ભયંકર પુરૂષની વાત પર મારૂં લક્ષ દોરાયું. આનંદમાં આવી ને કહેવા લાગ્યો દોસ્તો હજુ એક કલાકની વાર છે. એટલે નગરશેઠના મકાનનુ નામ નીશાન રહેશે નહી બંદોબસ્ત કર્યા પ્રમાણે અગ્ની દેવી પોતાનું કાર્ય કરવા ચુકશે નહી. પણ જયાં સુધી નંબર ૫ સોંપેલું કાર્ય કરી પાછો નહીં ફરે ત્યાંસુધી મને ચેન પડશે નહીં. ઉપલુ વાકય સાંભળી મારૂં હૃદય ધડકવા લાગ્યું અફસોસના ઉદ્‌ગારો નીકળવા લાગ્યા. એકકાના ઉપર મારા ગુસ્સાનો પાર રહ્યો નહીં.

એકકા સાથે ઝપાઝપીમાં રોકાવું, તો નગરશેઠનું આખું ઘર બળી જવાનો સંભવ હતો. તેમ કલાક પહેલાં મારે ગમે તેમ કરી પહોંચવુંજ જોઇતું હતું. સમય થોડો હોવાથી હું ત્યાંથી ઉતાવળે નીકળ્યો. સામે મોટર આવતી હોવાથી તેમાં કીરાયુ ફેરવી ચઢી બેઠો. નગરશેઠના મકાને જતાં પહેલાં બંબાના ફાયર બ્રીગ્રેડને મળી સર્વે હકીકત કહેવા ઉચીત ધારી. ફાયર સ્ટેશને આવવા લાગ્યો. ફાયર બ્રીગ્રેડના ઉપરીને મળી ટેલીફોન થતાંની સાથે નગરશેઠના મકાને હાજર રહેવાનું કહી, હું મકાન તરફ આવી લાગ્યો. સીવપ્રસાદ ત્યાંજ હોવાથી સાવચેત રહેવાનું કહી, હું ઉપલા માળે ચઢવા લાગ્યો. એટલે તો એક બાજુથી આગના ભડકા થવા લાગ્યાં. જોતજોતામાં આગ વધી ગઈ. મેં ટેલીફોન ખખડાવી પરન્તુ અફસોસ! કશો પણ જવાબ મળ્યો નહીં, ટેલીફોનના તાર અગાડીથી કાપી નાખ્યાં હતાં. એટલે જવાબ કયાંથી મળે! આ વખતે નગરશેઠનું ઘર જોસભેર બળતું હતુ. લોકોના ટોળે ટોળાં જમાં થતાં હતાં. એક ભયંકર પ્રસંગ વ્યાપી રહ્યો હતો. ટેલીફોન વગર ફાએર બ્રીગ્રેડને કેવી રીતે ખબર કરવી, તેમ ખબર વગર આવે નહીં. એમને ખાત્રી હતી. ત્યારે શું નગરશેઠ ચંદ્રસેનતું આવું ભવ્ય મકાન બળીને ભસ્મીભુત થઇ જશે?

એટલામાંથી નીચે દ્વાર ખુલ્યું ને ફાયર બ્રીગ્રેડનો ઉપરી ઉપર આવી મારા હાથમાં એક પત્ર મુકી કહેવા લાગ્યો, સાહેબ, સામે આગ વધવા લાગે છે. માટે આપ બહાર નીકળી જાઓ. હમે બનતી કોશીશે અરધા કલાકમાં આગને દાબ પાડી દેસુ, માટે આપ નચીંત રહો. એટલું કહેતાંજ મારા મનમાં આશા બધાઇ કે અવશ્ય હવે નગરશેઠનું મકાન બચવા પામસે હું તરત મકાનમાંથી બહાર નીકળ્યો. આ પ્રસંગે ફાયર બ્રીગ્રેડ પોતાનું આખુ બળ અજમાવી રહ્યા હતાં; એટલે હું ઉતાવળે પત્ર વાંચવા લાગ્યો.

માનવન્તા મી. મસુદ હસન.

સાવચેત રેહજો. કાલે રાતના બાર વાગે નગરશેઠનું વીલ કરન્સી બેન્કમાંથી ચોરાઇ જવાનો સંભવ છે. માટે હાજર રહેશો.

લી. મદદગાર,

આ નવીન વ્યક્તિ કોણ છે ? એ વિચાર કરવાનો સમય આવ્યો. બદમાસનો માણસ હોય, તેમાં નવાઇ જેવું હતું નહી. અકકલનો એકકો અનેક વાર મને ઠગવા પામ્યો હતો. તેમાં આ વળી બીજી જાળ. પરન્તુ આ વિચારને નહી વળગતાં હું વિચાર કરવા લાગ્યો, જો એકકાનો પત્ર હોય તો ખુલ્લા શબ્દે તે પોતાનું નામ લખવા ચુકે તેમ નથી. તેમ અક્ષર પણ તેના જેવા હતા નહી. પત્રમાંના અક્ષર કઇ વીચીત્રજ હતા. એટલે, મારે શું ધારવું, મદદગાર તરીકે જાહેર થઇ એની કલ્પના વ્યક્ત કરતું હતું.

બીજી તરફ પવન નગરશેઠના બળતા ઘરને મદદ કરી રહ્યું હતું. ફાયર બ્રીગેડ પોતાની પુરતી કોસીશ કરી રહ્યા હતા. પેલી તરફ રાતે બેન્કમાં શુ રંગ જામે છે, તેજ એ મદદગારની મુલાકાત થવાનો સંભવ હતો. ગમે તેમ કરી, બેન્કે જઇ હીલચાલ જોવા ધારી, રસ્તો કાપવા લાગ્યો. બેન્ક વધારે દુર હોવાથી ભાડાની ગાડીમાં બેસી તે સ્થળે હાંકવા ગાડીવાળાને ઇસારો કીધો. જોત જોતામાં હુ બેન્ક પાસે આવી લાગ્યો. બેન્કનો ગેટ જો કે આ વખતે બધ હતાં તેમ બે પોલીસ ખુલ્લી તલવારે પહેરો ભરી રહ્યા, તે પોલીસને ઓળખી જતાં મને વાર લાગી નહી. તે સરકારી નહી, પરન્તુ બદમાશ એકકાના બનાવટી પોલીસ હતા. જેથી પત્રની મારી શંકા દુર થઇ; ને મદદગાર તે ખરો મદદગાર મેં ધાર્યું. એકકો હજુ આવ્યો કે કેમ એ મારે ખબર કાઢવાની હોવાથી હું તરત એકકાની ટોળીનો માણસ બન્યો. એવા ઘણાં પ્રસંગો

આવવાથી એકકાનો માણસ બનવું એ નવાઇ લાગ્યું નહી બરાબર સાવચેત થઈ બનાવટી પોલીસને પુછવા લાગ્યો, આપણા સરદાર એકકા અહીં આવી ગયા છે. મારા મોંમાથી આવો વિચીત્ર વાકય સાંભળી મને તે પુછવા લાગ્યા. તું કોણ છે? મારે જવાબ દેવા વગર છુટકો નહી હતો. એટલે મેં કહ્યું, કેમ મને તમે ભુલી ગયા લાગો છો. હું તમારી ટોળીનો માણસ છું, પોલિસ કંઇક વિચાર કરીને પુછવા લાગ્યો, ખાત્રી શી? મે કહ્યું ભયંકર પંજો. સુન્દ્રીના પોલીસને, મારી પુરી ખાત્રી થઇ જવાથી કહેવા લાગ્યો. સરદાર હજુ પધાર્યા નથી, પણ બેન્ક મેનેજરના ઘેર છે, ગેરગામ રોડ આટલું કહેતાજ હું ચેતી ગયો. વખત નહી ગુમાવતા મેનેજરના ઘર તરફ ચાલવા લાગ્યો. હું ગાડીમાં આવેલો હોવાથી ગાડીવાળાને ભાડુ ચૂકાવી મેનેજરના ઘરની ખાત્રી કરી, સામેની હોટલ જે આ વખતે ખુલ્લી હતી તેમાં ભરાયો. મેનેજરનું મકાન સામેજ હોવાથી હીલચાલ પર નજર રાખવા લાગ્યો. જરાક વાર નહી લાગી હશે એક અપરીચીત પુરૂષ મારી સામે આવી કાનના પાસે આવી સાવચેત કહી દુર ખસી ગયો. ને પસાર થવા લાગ્યો. એ અજાણ્યો પુરૂષ કોણ છે? તે જાણવા સારૂં મેં તેનો ખભો જોરથી પકડયો ને ક્રોધાવસ્થામાં કહેવા લાગ્યો, બદમાશ! તું કોણ છે? શાની સાવચેત કહીને જાય છે, સત્ય કેહજે. નહી તો, ચૌદમો ચંદ જોવો પડશે અજાણ્યો કંઇક વિચાર કરી કહેવા લાગ્યો. હું આપનો જીવજાન મદદગાર છું; પરંન્તુ મને હું વિચાર કરવા લાગ્યો. બદમાશના માણસ આમથી તેમ ભટકતા હોય એમા નવાઇ નથી, એટલે આ માણસ પર વિસ્વાસ લાવવો કેવી રીતે! મને વિચારમાં પડેલો જોઇ તે કહેવા લાગ્યો મહેરબાન વિચાર કરવાનો સમય નથી કલકત્તા મેલનો પત્ર એ મારી ખાત્રી. એ વાકય અજાણ્યાના મોંમથી નીકળતાંજ મારા હાથ છુટા થઇ ગયા. નામ જાણવાના ઉદેશથી મેં પુછયું તારૂં

નામ શું છે? વાતને વધારે નહી લંબાવતાં તે ટુકમાં કહેવા લાગ્યો મારૂં હાલનું નામ મદદગાર છે. ફાયર બ્રીગેડને છટકી આવનારો હુંજ કલકત્તા મેલમાંથી પત્ર ફેંકનારો પણ હુજ, સમય આવ્યે હું બધી હકીકત કહીશ માટે એકકાની હીલચાલ પર નજર રાખવાની ઘણી જરૂર છે, એકકો બેન્ક મેનેજરની દાસીને હાથમાં લઇ બેન્કની ચાવી મેળવવા પ્રયત્ન કરે છે જેથી તમે મેનેજરના મકાનમાં જઇ અંદર શું હીલચાલ ચાલે છે, તેની તપાસ રાખશો. કદાચ તમે વિપત્તીમાં આવી પડો તો, લાલ બત્તીનો સાંકેત કરશો. જેથી હું મદદે આવી લાગીશ. આપણને ઘણી સાવચેત રાખવાને ખાસ જરૂર છે કે એકકો ચેતી નહી જાય. જો એકકો પોતાનું કાર્ય કરી ચાલ્યો ગયો હોય તો, લીલી બત્તીનો સાંકેત કરશો. હું વધારે નહી રોકાતાં બેન્ક મેનેજરના પાછલાં ભાગમાં ચાલવા લાગ્યો. મકાન ફરતા બીજા દ્વાર હોવાથી બીજા દ્વારે કુદી હું અંદર ગયો. આ પ્રસંગે ઉપરના માળપર જાણે દીવાનખાનો હોય. તેમાં ઝાંખો પ્રકાશ પડતો હતો. બાકીના સર્વ સ્થળે અંધકાર પ્રસરી રહ્યો હતો શાંતી દેવી તેનો લાભ લઇ પોતાનુ કાર્ય સારી રીતે ચલાવી રહી હતી. એક મોટા ઝાડના ઓથમાં હું સંતાયો હતો. અંધકારના લીધે સામે કોઇ આવતું હોય તોપણ જણાય નહી, એવો સમય હતો. હું મકાનના પાસે આવી લાગ્યો. જેથી જણાવ્યુ કે કોઇ દાસી બે પુરૂષ સાથે વાત કરતી હતી. હુ વધારે છેટે નહી હોવાથી તેઓની બધી વાત સાંભળી શકતો હતો. બદમાશ દાસીને પાસે બોલાવી કહેવા લાગ્યો તારા નગરશેઠના મકાનમાં પણ તારી ભયંકર ભુલ થઇ હતી. જેથી તેજવિલ સારૂ હજુ ફાંફાં મારવા પડે છે માટે ગમે તેમ કરી તીજોરીની ચાવી તથા બેન્કની ચાવી ગમે તે ભોગે લાવી આપ. સમય વીતી ગયાં પછી આપણે ફાવશું નહી. પોલીસ અમલદાર નીકળશે, માટે આજ સમય છે. તેથી ઉતાવળ કરજે. એટલે દાસી તારા, બોલવા લાગી. સરદાર, હું અત્યંત

મહેનત કરી ચુકી છું; પણ પત્તો લાગતો નથી. કારણ કે બેન્ક મેને-જર ભર નીદ્રામાં પડયાં છે, જરાક કડકડાટ થઇ કે જાગી ઉઠે છે. પરન્તુ આ વખત અવસ્ય હું લાવી આપીશ. એકદો ટાપસી પૂરી કહેવા લાગ્યો, શાબાસ છે! તારા લે! આ કટાર. જો સપડાઇ જાય તો, શું કરવું, તું સારી પેઠે જાણે છે; એટલે વાંધો નથી. પણ ઉતાવળ કરજે. મને ખાત્રી છે કે; મસુદ પણ આટલામાંજ ભટકતો હશે. એવું નહી થાય કે, તારે ને મારે લાકડે લટકવું પડે. અથવા કાળા પાણીના દર્શન કરવા પડે વાત બંધ પડી, ને દાસી ઉતાવળે ચાલી ગઇ. હુ મનમાં અફસોસ કરવા લાગ્યો. જો અહીં નહી મળે તો બદમાશ દાસી અવશ્ય મેનેજરનું ખુન કરશે. માટે મેનેજરને બચાવવાનો ઉપાય યોજવા લાગ્યો, તેમ મેનેજરને બેન્કની ખબર કરવાની જરૂર હતી. એટલામા તો મારા ઉપર સખત રીતે માર પડવા લાગ્યો! હું પોકી-ટમાંથી બત્તી કાઢી લાલ સાકેત કરવા લાગ્યો. પરન્તુ અફસોસ! બીજો ઝપેટો વાગતાજ હુ બેશુદ્ધ થઈ ગયો, ત્યાર પછી શું બનવા પામ્યું, તેની મને વિશેપ ખબર નથી. પણ એટલું તો હું જાણી શકયો કે બદમાસોએ મારા હાથ પગ બાંધી લીધાં હતાં. પ્રિય વાચક એ વાતને અહીં મુકી હોટલમાંનો મદદગાર બત્તોના સાકેતથી કેમ નહી આવ્યો, તેના તરફ વળીએ. મદદગાર આમથી તેમ આંટા મારતો ને મકાન તરફ નજર રાખતો હતો, ને વિચાર કરતો હતો કે, હજુ સુધી કેમ મસુદ તરફથી સાંકેત નહી થઇ. કાઇ લીલી બત્તી નહી બતાવવાથી એટલું તો હું કહી શકયો કે એકો હજુ ફાવ્યો નહીં હોય, એટલે આહીંઆ છે. મી મસુદને વધારે વાર લાગવાથી મે પણ તપાસ કરવાનો નિર્ણય કરયો. હું વિચારમાજ હતો કે, કોઇએ પાછળથી આવી મારૂં ગળું જોરથી દાબ્યું; એટલે હું એકદમ ચમકયો. સાથેજ લાલ બત્તીનો સાંકેત મકાનમાં થવા લાગ્યો. હવે મારે શું કરવું, અહીં હું સપડાયો

હતો. પેલી તરફ મસુદ હસન વિપત્તીમાં આવી પડયાં હતાં, આ પ્રસંગે મારાથી મદદે જવાય તેમ હતું નહીં. છતાં સાવચેત થઇ, બત્તા તરફ લક્ષ નહી રાખતાં રખેને બદમાસ ચેતી જાય, એમ ધારી બદમાસને કહેવા લાગ્યો. અરે ભાઇ! મને શું કરવા પકડે છે? હું તારી ટોળીનો માણસ છું. તને ખબર નથી? મને છોડી મુકો. આપણને બેન્કમાં હજુ ઘણુંએ કરવાનું છે. તે તને કયાં ખબર નથી? આપણા સરદાર સાહેબ, હજુ હમણાંજ ગાડીમાં બેસી ગયા છે. જો કે બદમાસને મારો ગોટલો ઉતરી તો ગયો. પરન્તુ જરા શંકા રહેવાથી તે મને પુછવા લાગ્યો. જો તું ટોળીનો માણસ હોય તો આપણો સાંકેત શબ્દ શું છે? તે કહી આપ. સાંકેત શબ્દથી હું પુરેપુરો વાકેફ હતો. જેથી જેથી વગર વીલંબે મેં કહ્યું, ભયંકર પંજો-મુદ્રીકા-સાભળતાં બદમાસના હાથ ઢીલા થયાં. તે સમયનો લાભ લઇ પાછલે રસ્તેથી હું બેન્ક તરફ ઉતાવળે ચાલવા લાગ્યો. બદમાસના હાથમા સપડાયા છતા હું સામેની હીલચાલ જોતો હોવાથી, હું જાણી શકયો હતો કે, એકકો બેન્ક તરફ જવા સારૂ નીકળી ચુકયો હતો. જેથી ગમે તેમ કરી વીલ કયાં લઇ જાય છે. તેની મારે નજર રાખવાની હતી. હોટલર્યાજ વ્હેલમા બેસી ઉતાવળે હાંકવાનું મે કહ્યું હતું. એટલે જરાક વારમાં બેન્કના દ્વારે હું આવી લાગ્યો. આ વખતે બારને પચીશનો અમલ થયો હતો. સરવત્ર અંધકાર તેમ શાંતી પથરાઇ ગઇ હતી. રસ્તામાં બળતા ફાનુસ ધીમો પ્રકાશ નાંખી રહ્યાં હતાં. કવચીત આવનાર જનારને ઓળખી શકાય. લુચ્ચી ટોળી મને ઓળખી જાય એ કલ્પના દુર્બળ હતી. ગેટમાં ખુલ્લી તલવારો લઇ બે પોલિસો પહેરો ભરી રહ્યા હતા. મને ખબર હતી. કે તે પોલીસ કોના છે. તે અનુસરી હું કામ લેવા લાગ્યો. આપણા સરદાર આવી ગયા છે. જો આવી ગયા હોય તો મારે અગત્યનું કામ છે. તમોને મારા વીશે ખાત્રી નહી થતી હોય, તો હું ખાત્રી કરી

આપીશ. ભયંકર પંજો મુદ્રાકા. રસ્તો ખુલી જવાથી હું અંદર ગયો. આ પ્રસંગે મારે કેવી સાવચેતી રાખવાની જરૂર હતી, તે વાંચક વર્ગ જાણી ગયા હશે. તેનું વર્ણન કરવું જરૂર નહીં હોવાથી. હું અગાડી વધ્યો. એટલે કોઇનો આવવાનો અવાજ મારી કર્ણપુટે અથડાયો. જેથી સાવચેતથી એક બાજુના થાંભલા સાથે હું બેસી ગયો. તેની નજર નહીં પડે તેમ તેની હીલચાલ જોવા લાગ્યો. પરન્તુ અફસોસ! જાણે મને જોઇ લીધો હોય તેવા ધીમા પગલે તે પુરૂષ મારા તરફ આવવા લાગ્યો મારૂ ચીત્ત ઠેકાણે રહ્યું નહીં. મગજ ભમવા લાગ્યુ. શરીર ધ્રુજવા લાગ્યુ વખતે પકડાય જવાનો સમય જાણી મેં મારી રીવોલ્વર કાઢી આ વખતે તે પુરૂષ એકદમ મારી નજીક આવી લાગ્યો હતો. જેથી મે રીવોલ્વર તાકી કહ્યુ ખબરદાર! એક પણ અગાડી પગલું ભરીશ તો યાદ રાખજે કે તું, આ પૃથ્વીપર નથી, પરન્તુ અહીંયાં તો ગજબ થયલું આવેલા પુરૂષે મને કલકત્તા મેલના પત્રનું સ્મરણ કરાવ્યુ. જેથી રીવોલવર ઠેકાણે મુકી હું સ્થીર ઉભો રહ્યો. આવેલો માણસ કોઇ નહી. પણ ડીટેકટીવ મસુદ હસન હતાં જેથી મારા આનંદનો પાર રહ્યો નહી. આટલી બધી વિપત્તીમાંથી બચી મારા કરતાં અગાડી કેવી રીતે આવી શકયાં તે જાણવા હું આતુર થયો, પરન્તુ સમય એવો હતો કે, એ સાંકેત કોઇથ થાય તો વિપત્તી આવી પડવાનો સંભવ હતો. મારા વિચારને તોડી ડીટેકટીવ કહેવા લાગ્યાં. મદદગાર, મને ખાત્રી હતી કે, તું અહીંયા આવસે ખરો પણ આપણને ઘણી સાવચેત રાખવાની જરૂર છે. માટે નીચે શું હીલચાલ ચાલે છે તેની બરાબર તપાસ રાખજે હુ ઉપર જ્યાં એકકો બેન્કની તીજોરી તોડવા તૈયાર છે, ત્યાં શું રંગ જામે છે, તેની તપાસ રાખીશ. મને લાગે છે કે, એકકાને તીજોરીની ચાવી નહી જડી હશે, જેથી તોડવાની તૈયારી કરે છે. મસુદ હસનને ગયા પછી હું વિચારવા લાગ્યો. મી. મસુદ

હસનને પીછાની લેવું કંઇ જેવું તેવું નહી હતું. કારણ કે આ વખતે નંબર ૭ નો ડ્રેસ ધારણ કર્યો હતો. અદભુત જાણે ટોળીનો માણસજ કેમ નહી હોય, જેને જોઇ મારૂં શરીર સ્થીર રહ્યુ નહી તેમાં નવાઇ મી. મસુદ હસન પોતે અહીયા હોવાથી, મારી હીંમતમાં વધારો થયો. જરાક વાર નહી લાગી હસે ! કે કોઇ ગાડીમાંથી ઉતરી બેન્કમાં આવતા મારી નજરે પડયો. માથે ફ્લ્ટહેટ ઓઢેલી હોવાથી, તેમ અંગ્રેજી ડ્રેસ પહેર્યો હોવાથી, તે કોઇ વિદેસી પુરૂપ હોય એમ અનુમાન કરી શકયો. તે એટલો બધો ઉતાવળે ચાલતો હતો જાણે કેમ વખત વિતી ગયો નહી હોય, જોત જોતામાં તે ઉપર ચઢી ગયો.

એ વળી વિદેસી પુરૂપ કોણ હસે ? એકકાની સાથે શો સંબંધ હશે, હુ હજુ મારા વિચારના ઘોડાને દોડાવી શકયો નહી એટલામાં તો દડાદડનો અવાજ ઉપરથી આવવા લાગ્યો મારી ધારેલી ધારણા હવે ખરી નીવડી હતી કે, આવેલો વિદેસી પુરૂષ તીજોરી તોડવાના કામમાં હુશીઆર હસે. જેની વાર જોઇ એકકો બેસી રહ્યો હતો. હવે રંગ શુ જામે છે, એ જોવાનું હતું. બીજી તરફ સવાલ આવીને ખડો હતો કે નગરશેઠ લક્શાપતીનુ વીલ લુટારા હાથ કરશે, એ નરપિશાચોનો વીજય થશે કે, કન્કપ્રભાની બાતમી મળશે. શું ત્યારે કન્કપ્રભા જીવતીજ છે તો તે રખડી જશે મસુદ હસન ડીટેક્ટીવનો વીજય નહી થાય, સરવે બીના પર ભેદ સમાયલો હતો. ઉપરથી ઝપાઝપીનો અવાજ સાભળતાં હું ગભરાયો કોની સાથે ઝપાઝપી ચાલતી હશે ? હું ઝડપથી ઉપર ચડવા લાગ્યો; પરન્તુ અફસોસ ! બદમાસો ડીટેકટીવ મસુદ હસનને મુસકેટાટ બાંધી નીચે લાવી રહ્યા હતા. ત જોઇ મને અત્યંત ક્રોધ થવા લાગ્યો જો હું બદમાસોને બદલો આપુ. તો રચેલી બાજી બગડી જવાનો સભવ હતો. જેથી હું પણ મસુદ હસનને કયાં લઇ જાય છે, તે જોતો જોતો પછાડી પછાડી ચાલવા

લાગ્યો. ટોળી સાથે નીચે ભોંયરામાં જતો હતો. એટલે રસ્તાપર કોઇ ગાડી ઉપડી જવાનો અવાજ સાંભળ્યો. આ વખતનો લાભ લઇ એકકો પોતાનું કાર્ય કરી ઉપડી જતો હતો. આ તરફ મસુદ હસન વીપત્તીમાં હોવાથી, હું એકકાનો પીછો લઇ શકયો નહી. મારા મગજે આ સમયે કામ કરવાનું ના કહ્યું. આ તરફ બદમાસો, મસુદ હસન. ને મુકી ચાલ્યા ગયા હતાં. બીજી તરફ એકકો વીલ લઇને ઉપડી ગયો હતો. મસુદનાં બંધન છોડી નાખ્યાથી મને તરત કહેવા લાગ્યા. મદદગાર, આજ કટાકટીનો સમય છે. માટે તું દાસીની ખબર બેન્ક મેનેજરના મકાનમાં લેજે. જેને હું નીચેના એક ભોંયરામાં ગોંધી આવ્યો છું. તેની પાસેથી અગત્યની બીના, તેમ એકકો આવ્યો કે કેમ! તેની ખબર કાઢજે. હું એકકો કયાં જાય છે? તેનો પીછો લઇશ. તે એ વીદેશી પુરૂષ કોણ છે, એની બાતમી મેળવવાની જરૂર છે. એકકાને વીદેશીમાં મત-ફેર પડયાં હતાં જેથી વીલ કોણ લઇ ગયું, એ આપણે જાણી શકયા નહી. મદદગારને વદાય કરી હું અગાડી ચાલવા લાગ્યો.



# પ્રકરણ:—૮ મું.

## શેરના માથે સવાશેર.

સવારનો સમય હતો. સુર્ય પોતાનું કાર્ય કરી રહ્યો હતો. લોકો પોત પોતાના કામે આમથી તેમ ભટકતા હતા. સવારનો છાપું વેચવા-વાળો આજે જોરથી બુમ પાડી રહ્યો હતો. છાપાની બુમ પડેલી જોઇ લોકો ઠેકાણે ઠેકાણે વાંચી રહ્યા હતાં. તેમાં એક નવ જુવાન છાપું ધ્યાન પુર્વક લક્ષ આપી વાંચી રહ્યો હતો, તે અન્ય કોઇ નહી, પરન્તુ આપણે માનવન્તો ડીટેકટીવ મસુદ હસન રાતના બનેલી બીના

પર ધ્યાન આપી રહ્યો હતો. છાપામાં મોટા અક્ષરથી લખેલું હતું કે, "કરન્સી બેન્કની ભયંકર ચોરી ડીટેકટીવ મસુદ હસનની જાનતોડ મહેનત" લોકો છાપું વાંચવામાં લીન થાય, તેમા નવાઇ શી ! માટે વાંચક તું પણ નિરાશ નહી થતાં છાપામાં શું લખેલું હતું, તે જણાવ્યા અગાઉ હું અગાડી પગલાં ભરીશ નહી. ગઇ કાલે કરન્સી બેન્કમાં અક્કલનો એક્કો નગરશેઠ ચંદ્રસેનનું વીલ અનામત ઉપાડી ગયો છે. સાથે કહેવામાં આવે છે. ફ્રેન્સ સરકારનો વીર લુટારો જે મેકયુર પણ સામેલ હતો. ડીટેકટીવ મસુદ હસન વખતસર હાજર હતાં. પરન્તુ બદમાસોની ટોળી મોટી હોવાથી ડીટેકટીવને ભોંયરામાં પુરી બદમાસો છટકી નાસવા પામ્યા હતાં, વધુ ખુલાસા મળ્યો નહી હોવાથી આવતાં અંકમાં આવશે. નજીકના કોલમમા નીચે પ્રમાણે છાપેલું હતું. જે વાંચવાથી વાંચક પણ લાભ લેવાનો ધારશે.

"હજાર પાઉન્ડનો ઇનામ !"

ફ્રેન્ચનો પ્રખ્યાત લુટારો જે. મેકયુરને ભયંકર ખુનના આરોપે કાળાપાણીની સજા થઇ હતી. કેસને બીજેજ દીવશે જેલ તોડી પલાયન કરી ગયો છે. હમારી સરકારને ખબર મળી છે કે હું હિન્દુસ્થાન તરફ આવ્યો છું. જે કોઇ પકડી ફ્રેન્ચ સરકારને સ્વાધીન કરશે તેને ઉપલું ઇનામ દેવામાં આવશે. મી. મસુદ હસન વાંચી નહી રહ્યા હશે, એટલે તો ટપાલી પોસ્ટ આપી ગયો. પત્ર ખોલી વાંચવા લાગ્યો. મી. મસુદ હસન મને લખી જણાવતાં આશ્ચર્ય ઉત્પન્ન થાય છે. છતાં, તેમ કરવા વગર છુટકો નથી. રાતના કરન્સી બેન્કમાં ચોરી થઇ. નગરશેઠનું વીલ ચોરાયું. તે કીમતી વીલ મારી પાસે નથી. પરન્તુ પ્રખ્યાત લુટારો મને દગો દઇ, વીલ લઇને પસાર થઇ ગયો છે. અલબત્ત આજે મારે કબુલ કરવું જોઇએ કે, શેરના માથે સવાશેર પણ છે; એમાં જરા પણ સંદેહ નથી. પણ મારા જેવો એકકો

એવાઓને ગજવામાં નાંખી ફરે છે. તે સાથેજ હું દ્રઢ પ્રતીજ્ઞા લઉં છું કે, જ્યાં સુધી મેક્યુરનુ વેર વસુલ નહીં કરૂં, ત્યાંસુધી હું મારા પોતાના કાર્યમાં ભાગ લઇશ નહી મને ખાત્રી છે કે, હમારા બે ના વચમાં શુ રંગ જામે છે. તે નીહાળવા આપ ભાગ લેશો ખરા.

લી. અક્કલનો એક્કો.

નહી ધારેલો પત્ર વાંચી હું વિચારના સાગરમા ડુબવા લાગ્યો. મેક્યુર પણ એક્કાને માથાનો મળી આવ્યો છે શું એ ખરી બીના હશે કે બનાવટી છે! તે જાણવા હુ આતુર થયો. મારે કેવી રીતે કામ લેવું તે વિચારવા લાગ્યો બને એક્કાને મેકયુર સાથે મળી આવે તો કેવી મજા પડે. મેકયુરને શોધવાની જરૂર હતી. તેમ મારી શંકા ખરી નીવડવાથી મને પુરી ખાત્રી થઇ કે વીલ એક્કા પાસે નથી. પણ મેકયુર હાથ કરી ગયો છે તે વિદેશી હોવાથી કઇ ઘડીએ પરદેશ નીકળી જાય, એ કહેવાય નહી. એક્કા કરતા તેની તપાસ ચલાવવાની ખાસ જરૂર હતી. રાતના ઘણી કોસીસ કર્યા છતા મેકયુર તેમ એક્કો છટકી ગયા હતા. પરન્તુ આવા નકામા વિચારને બાજુએ મુકી હું તરત ઉઠયો. ને જ્યા ભાડાની ગાડી ઉભી રહે છે. તે તરફ આવવા લાગ્યો. કંઇક રાતની બાતમી મેળવવાની આશાએ, ગાડીવાળાઓને પુછવા લાગ્યો રાતે તમારી ગાડી કોઇ વિદેસી પુરૂષે ભાડે કરી હતી? જવાબમાં "ના' મળવાથી હું અગાડી વધ્યો. પણ જરાક છેટે એક વિદેસી ગાડી ઉભેલી હોવાથી, હુ તે વિદેસી ગાડીવાળાને પુછવા લાગ્યો. તારી ગાડી રાતે કોઇ ભાડે લઇ ગયુ હતું? ગાડીવાળો મારા તરફ જરાકવાર જોઇ કહેવા લાગ્યો, જી હા એક વિદેસી મને રાતના ફ્રેન્સી બેન્કમાં લઇ ગયો હતો. વધુ ખુલાસો મેળવવાના અર્થે મેં પુછયું. કોઇ બીજી વખતે તને બોલાવ્યો છે? તરત જવાબ મળ્યો હા. મને કાલે ૯ વાગે વેજીટેરીઅન હોટલમાં આવવાનુ કહ્યું છે.

ગાડીવાળાને એક રૂપીઓ આપી હું બેન્ક મેનેજરની મુલાકાતે ગયો. મેનેજર હજુ ઘરમાંજ હોવાથી, મારી ધારેલી મુલાકાત થઇ મી. કાન્તા, જાણે મને જોઇને કેમ આનંદમાં નહી આવ્યા હોય ! તે ખુરસી આપી પુછવા લાગ્યા, શું તમે રાતના ચોરીના વખતે બેન્કમાંજ હતાં. કેવી રીતે ચોરી થઇ તે ખુલાસો કરવા કૃપા કરશો. આજ કાલ લુટારૂઓની ધમાલ કેટલેક અંશે વધી પડી છે તેમાં જીવનો પણ ભય રહે છે મેં મી કાન્તાને શાંત પાડતાં કહ્યું. મી કાન્તા, આપ ગભરાશો નહીં. ઇશ્વરની ઇચ્છા હશે તો, એ બદમાસોને પકડીને બતાવ્યા પછીજ મારી બહાદુરી કબુલ કરશો. આપને કેટલીક અગત્યની બીના પુછવા હું અત્રે આવ્યો છુ. માટે જેટલું જાણો તે કહેવા કબુલ કરશો. અવસ્ય, બોલી ગર્ભીર સ્વરે મી. કાન્તા બોલવા લાગ્યા. મી. મસુદ આપ એક બાહોશ પ્રખ્યાત ડીટેકટીવ છો જેથી મારી સર્વે બીના આપને કહેવામા મારે લગાર પણ વાંધો નથી મને એક દાસીની ખાસ જરૂર હોવાથી મેં છાપામાં જાહેર ખબર છપાવી હતી. કે, મારે એક હુશીયારને લાયક દાસીની જરૂર છે. બીજે દીવસે એ નીમકહરામ દાસી એક જુવાન પુરૂષ સાથે આવી હતી. તેને લગભગ ચાર મહીના થયા છે, મને પુરી ખાત્રી કે દાસી સાથે આવનાર પુરૂષ અકકલનો એકકોજ હોવો જોઇએ એમાં જરા પણ સંદેહ નથી મહીનામાં બે ત્રણ ચકકર માર્યા સીવાય એ દાસને ચેન પડે તેમ હતું નહી ટાપસી પુરતાં હું વચમાજ બોલી ઉઠયો. બરાબર છે. મી. કાન્તા આપની વાત સત્ય છે. એ લુચ્ચી દસી અસલ નગરશેઠની હતી. ત્યાં પણ આવા ભયંકર કાર્ય કરવામાં પાછીરહે નહી. એ હરામખોરને સારી રીતે સીક્ષા કરવી ઘટે છે. હમારી વાત પુરી નહીં થઇ હોય, એટલે મી કાન્તાની ગાડી મી. કાન્તાને બેન્કમાં લઇ જવા આવી ગઇ હતી. જેથી હમો ગાડીમાં બેસી બેન્ક તરફ ગયાં.

ગાડીમાંથી ઉતરી બેન્કમાં કંઇપણ પુરાવો મળી આવવાનો હેતુ, એ તપાસ કરવાનો હતો. પરન્તુ જાણવા જેવું કંઇપણ નહીં મળવાથી હું હોટલમાં જવા ઉપડયો. રસ્તામાં પેલો વિદેસી ગાડીવાળો મને આવતા જણાયો. તે કયાં જાય છે. તે જાણવા મેં તેને પુછ્યું. કેમરે અત્યા કયાં જાય છે. હોટલમાં જવાનું તો હજુ વાર છે. માટે અત્યારથી કયાં જાય છે?

ગાડીવાળો—સાહેબ, હું આપની તપાસમાં હતો.

મેં કહ્યું-કેમ મારૂં શું કામ પડયું.

ગાડીવાળો—લુચ્ચો મેકયુર તે ગાડીવાળાને લાંચ રૂસવત આપી પોતાનો કરી લીધેલો જણાય છે. એની વાતપર મને સંકા આવતાં મેં ખુલાશો પુછયો. ત્યારે તું તે ગાડીવાળો નહી,

ગાડીવાળો—જી ના. હું તો કલકત્તા મેલટ્રેનનો મદદગાર, શું આપ મને ભુલી ગયા છો? ખરેખર આ વખતે મદદગાર ગાડી હાંકનારના ડ્રેસમાં સજ્જ હતો, સેજમાં પારખી શકાય તેમ હતું નહી જેને જોઇ હું આશ્ચર્ય પામવા લાગ્યો. ને મનમાં આનંદ થવા લાગ્યો કે, મારો મદદગાર હુસિયાર ને બહાદુર છે. ત્યારે શું મદદગાર તું વેજીટેરીઅન હોટલમા જઇ આવ્યો. ખરો!

મદદગાર—જી હા. પરન્તુ મેકયુરનો પત્તો લાગ્યો નહી. બેન્કમાં તમારા આવ્યા. અગાડી હું તે વિદેશી ગાડીવાળાની પાસેથી બાતમી મેળવવા નીમેલે વખતે ડ્રાઇવર બની જવાનો હતો. એટલે તમે આવ્યા ને મને વિદેશી ડ્રાઈવર જાણી પુછ્યુ. તે આપ સારી પેઠે જાણો છો તેના બદલામા રૂપીઓ પણ મળ્યો હતો. તે આપની મહેરબાની કહેવા હું તદન ભુલી ગયો હતો, કેટલીક વાત થયા બાદ અમે છુટા પડી ગયા. ને શહેરના ખુણેખાચરે હું ભટકવા લાગ્યો. મે

કલાક વીતી નહી હશે કે મારી શોધમ શોધ થવા લાગી. મી. કાન્તાનો નોકર આવી મને કહેવા લાગ્યો. કાન્તા શેઠ, આપને અત્યારે જરૂરી કામ સારૂં બોલાવે છે. માટે સત્વર ચાલો હું નોકર સાથે કંન્તાના મકાને ગયો. મી. કાન્તા ધ્રુજતા સ્વરે કહેવા લાગ્યા. મારી કીસમતમાં શું લખ્યુ હશે ઓ પ્રભુ, મારૂં રક્ષણ કર. એ પાપીઓનું સત્યાનાશ કર. મી. કાન્તા આપ ધીરજ રાખો શું બનવા પામ્યું છે, ને કહેશો. મી. કાન્તા કંઇક બોલવા ગયા પણ, બોલાયું નહીં.

પણ હૃદય કઠણ કરી કહેવા લાગ્યા. મી. મસુદ હસન આપ સવારે આવ્યા, ત્યારે મારી પ્રાણ પ્રીય પુત્રી ઘેર હતી. પણ બદમાસો હજુ છેડો નહી મુકતા પેલી લુચ્ચી દાસીને સમજાવી પટાવી મારી પુત્રીને ઉડાવી ગયા છે. મી. કાન્તાની વાત પર મને શકા રહી. શંકાને માટે તો મેં મી. કાન્તાને ખુલાસો કર્યો આપ જાણો છો કે, એ હરામખોર દાસી મેકયુગની નથી? તેમ એકદો દાસીને મોકલે, એ બનવા જોગ નથી. દાસી બીજી વખત તમારા મકાનમાં પગ મુકે એ માનવામાં આવે તેમ નથી. બદમાશ મેકયુર પોતે દાસીનો વેશ ધારણ કરી આવ્યો હશે. એ ધુટડો મને ઉતરે છે. શુ ત્યારે મેકયુર મારી પુત્રીને લઇ ગયો છે. એમ કહેવા માંગો છો? મેં કહ્યુ, અવશ્ય. એમાં જરા પણ શક નથી. મી. કાન્તા કંઇક ઉંડા વીચારમાં ગરકાવ લાગ્યા. ભાન ભુલી ગયા. આમથી તેમ આંટા મારવા લાગ્યાં. મે મી. કાન્તાને હીંમત આપતા કહ્યું. આપ ગભરાશો નહી આપની પુત્રીને એ દુષ્ટના હાથમાથી બચાવીશ. મારી બનતી કોશીષ કરી, તમારી પુત્રીને મેળવી આપીશ. મી. કાન્તાએ મારો આભાર માનતા કહ્યુ, પ્રભુ આપને મદદ કરો. એ પાપીઓનો નાશ થવા વગર રહેશે નહી. વધુ નહી રોકાતાં હું સામે આવતી ગાડીમાં ચઢી બેઠો. ને ગાડી જેસભેર ચાલવા લાગી. જરાક વાર નહી લાગી હશે કે હું ટીકીટ માસ્તરની ઓફીશમાં

આવી લાગ્યો હતો. અગત્યની બીના સંતોષકારક નહી મળવાથી આ સમયને નહી ગુમાવતા પાછો મી. કાન્તાની ખબર લેવા ગયો. આ વખતે મી કાન્તા ઓફીસમાં હતા, મારૂં આવવાનું જોઇ, જાણે ધારેલો વિચાર પુરો કેમ નહી પડયો હોય, તેમ કહેવા લાગ્યા. મી. મસુદ આપ અત્યારે પધાર્યા એ તમારી મોટી મહેરબાની થઇ છે. મારી પુત્રીનો લખેલો એક પત્ર મને મળી આવ્યો છે આપ સ્ટેશને નહી પહોચ્યા હશો કે આ પત્ર દીવાનખાનામાંથી જડી આવ્યો છે. માટે આપ પોતે વાંચશો એમાં મારે વાંધો નથ. મી કાન્તાનો પત્ર લઇ હું ધ્યાનપુર્વક વાંચવા લાગ્યો. તે નીચે પ્રમાણે લખેલું હતું.

વ્હાલા પિતાશ્રી.

મજકુર પત્ર લખતાં મને શરમ લાગે છે. છતાં લખ્યા વગર આપના ખુદ હૃદયમાં શાન્તી થાય તેમ લાગતુ નથી કેટલાક દીવસથી મારૂં હૃદય અથવા મારૂં અંતઃકરણ મી દયાલજીએ કબજે કર્યું છે. તે તમે સારી પેઠે જાણો છો પરન્તુ, આપની નામરજીથી હું ખુલાસો મેળવી શકતી નહી હોવાથી. હું મી દયાલજી સાથે સદાને માટે ભાગી ગઇ છું જેથી આપ મારી શોધ કરશો નહી

હું આપની પ્રાણપ્રીય પુત્રી, વલ્લસી.

કાગળ વાંચી રહ્યા બાદ મારે શુ કરવુ, એ મને સુજ્યું નહી. આ વળી શું ભેદ છે. દયાલજી વળી કોણ છે. તેનો વિચાર કરવા લાગ્યો. હું ત્યારે કાન્તાની પુત્રી ખુરશીદ આ અજાણ્યા માણસ દયાલજી સાથે ગઇ છે. એમ કંઇક વિચાર આવતાં મે મી કાન્તાને પુછ્યું મી. કાન્તા, આપની પુત્રીને મી. દયાલજી સાથે કંઇ સંબંધ હતો, તે આપ જાણો છો ? મી કાન્તા એ કંઇક વિચાર કરી ગંભીર સ્વરે કહ્યું અવશ્ય, હું જાણુ છું પરન્તુ એ માણસ મારી પુત્રીને લાયક નહી હોવાથી, મારી નાખુશી હતી. તેમ, એની ચાલચલગત સારી નહી હોવાથી, મારી

પુત્રીને એની સાથે પ્રેમ બાંધવાને મેં સખ્ત રીતે ના પાડી હતી. છતાં, કેટલીકવારે મને હજુ સુધી તેવોજ સબંધ હોવાનો ભય રહેતો હતો. મી. કાન્તા, દયાલજી ક્યાં રહે છે ? તે આપ જાણો છો. મી. કાન્તાએ અફસોસ કરતાં નીચે જોઇ કહ્યુ. ના એ ક્યાં રહે છે. તેમ મને કશી ખબર નથી. પરન્તુ તે ઘણું કરી મુંબઇનો રહેવાસી લાગે છે. મેં મી. કાન્તાને હીંમત આપતા કહ્યુ; ફીકર નહી. આપ નીરાંતે રહેશો; કંઇ ગભરાવા જેવું નથી. મી કાન્તાની રજા લઇ ચાલવા લાગ્યો. પરન્તુ વળી પેલો પત્રનો વિચાર આવતાં એક વાર વળી બરાબર જોવા લાગ્યો. ખીસ્સામાંથી પત્ર કાઢી કાગળને બરાબર તપાસ કરતાં માલમ પડ્યુ કે, પત્રનું લખાણને નીચેની સહી એક માણસથી લખાવાં હતાંજ નહી. જેથી મી. કાન્તાને કંઇ ખબર હોવાના હદેસે મેં પુછ્યુ પત્રમાં તમારી પુત્રીનું લખાણ છે. એ શા આધારે કહી શકો છો ? કારણકે ઉપલા લખાણમા જે નીચે સહીમાં, એક માણસથી લખાયું છે, એ માનવામાં આવતુ નથી. એ શું સમજવું ? બદમાશના વિચિત્ર કાવત્રા લાગે છે પરન્તુ આટલુ તો હું ચોકાસ રીતે કહી શકું કે આ પત્ર તમારી પુત્રીનું લખેલું નથી; પણ એમ અનુમાન થાય છે. કે, પત્ર લખી બદમાસે જોરજુલમથી તમારી પુત્રીની સહી લીધી હશે; એ માનવા જોગ છે મી કાન્તા, આપ બીલકુલ ચીન્તા કરશો. નહી. આ પત્ર મી બદમાસને શોધી કાઢવાને સરલ થઇ પડશે જો કે પત્રમાં શું ભેદ સમાયલો છે. તે હુ સારી પેઠે જાણું છુ. પણ જાહેર કરવા પહેલા મારે તેની ખાત્રી કરવી જોઇએ. માટે અવશ્ય હુ આપની મુલાકાત કાલે લઇશ. મી. કાન્તાને અનેક રીતે હીંમત આપી હું પહેલી ગાડીમાં મુંબઇ જવા ઉપડયો. રસ્તમાં એક બીજો વિચાર આવતા સ્ટેશને નહીં જતાં હું વેજીટેરીયન હોટલમાં ગયો. સુભાગ્યે હોટલનો મેનેજર મળી આવ્યો હતો. હોટલમાં વધારે ગીરદી નહીં

હોવાથી, મેનેજર સાથે વાત કરવાનો લાભ લઇ શકયો. આપની હોટલમાં ગઇ કાલે અથવા એક બે દીવસ અગાડી કોઇ દયાલજી નામના માણુસનો ઉતારો હતો ? હોટલનો મેનેજર કંઇક વિચાર કરીને કહેવા લાગ્યો. મને યાદ નથી. પણ જો ઉતારો હોય તો મારી ડેલી બુકમાં હશે. માટે હું હમણાજ બતાવું છું. પ્રીય વાંચક લુટારા અને બદમાસ લોકો કંઇ એક નામથી ઓળખાતા નથી. તે પાંચ પચીશ નામ ધારણ કરે છે. એટલે બુકમાં શું જડે ? તે માણુસનુ ખરૂં નામ કયું હશે ! એ જાણવાનું કંઇ એમા હતું નહીં, ધારણા નીષ્ફળ નીવડવાથી હું પાછો સ્ટેશને આવી લાગ્યો. ગાડી આવવાનો સમય હોવાથી ટીકીટ લઇ હું ગાડીમાં બેસી ગયો. ગાડી ઉપડવાના જરાક અગાડી એ જુવાન પુરૂષ જાણે સ્ટેશનમાંજ કામ કરતો હોય, એમ લાગતો હતો. તે એ પત્ર લઈ આવ્યો મારા હાથમાં મુક્યું. એટલે ગાડી પણ સ્ટેશનેથી ઉપડી ગઇ હતી. પત્ર જોઇને મને અનેક વિચારો આવવા લાગ્યા. પત્ર કંઇ અગત્યના કામસર વખતે મી. કાન્તાનું હોય, કંઇ નવી બતમી મળી આવી હશે, હવે મારે શું કરવું બીજી ? તરફ ગાડી ધમધોકાર જન્જલ કાપતી હતી આવેલો પત્ર વચાવ્યા વગર મારો છુટકો હતો નહીં. જેથી હું નીચે પ્રમાણે વાચવા લાગ્યો.

મી. મસુદ હસન.

મારી પ્રતીજ્ઞા ભંગ નહી કરતાં, મજકુર કાગળ લખવા હું ફરજ સમજું છું. જો કે તમે મને એ બાહોસ લુટારો ધારતા હશો બીજી રીતે કહો તો બદમાસ ખુની પેઠે સરખાવતા હશો. તેનો લગાર પણ મારા મગજમાં વિકાર નથી મારૂ નામ અકકલનો એકકો છે, તેમા નવાઇ નથી. તેમ દરેક કામમાં હું અલબત એકકોજ છું, એમાં જરા પણ સંદેહ નથી. મી. કાન્તાની પુત્રી ગુમ થઇ તે હું સારી પેઠે જાણું છું. તેમ મેકયુર વીલ લઇને કયાં ગયો છ, તેની પણ મેં ખબર કાઢી છે.

વીલ હજુ તેની પાસેજ છે. એ પણ હું ખાત્રીથી કહી શકું છું. આજે તમે દયાલજીની ખબર કાઢવા વેજીટેરીઅન હોટલમાં ગયા હતા. ને ત્યાં શું બનાવ બન્યો. તેનાથી હું અજાણ્યો નથી. દયાલજીનું નામ તમે ડેલી બુકમાં શોધો તે ક્યાંથી મળે? જીવણદાસનું નામ પુછો તો, કંઈક ખબર મળતે ખરો. નામદેવી સ્ટ્રીટ.

લી અક્કલનો એકડો,

ગાડી પુરવેગે ચાલતી હતી. ઠંન્ડો પવન પોતાનું કામ સારી રીતે કરતો હતો. પત્ર વાંચી રહ્યા બાદ એકડો ખરેખર બાહોશ લુટારો છે. એમા જરા પણ વાંધો હતો નહીં. બીજી તરફ દયાલજી કયા નામથી પ્રખ્યાત હશે. તેના વિચાર કરવામાં હુ ગુંથાયો અક્કલનો એકડો હજુ સુધી મારા હાથમાં આવ્યો નહીં તેમ વીલ બેન્કમાંથી ચોરાઇ ગયું, નગરશેઠના ખુનીને સીક્ષા કરવાનો સમય આવ્યો નહીં, કન્કપ્રભા ક્યા હશે! જીવતી છે કે, મરી ગઈ છે? એનો પણ હજુ ખુલાસો મળ્યો નથી અધુરામા પુરૂં. મેકયુર ફ્રેન્ચનો બાહોશ લુટારો હજુ પકડાયો નહી. નવીન આફત મી. કાન્તાની પુત્રીને કોણ લઇ ગયું છે. એને પણ મારે પકડવાની અગત્ય છે તેમ ઘણા દીવસથી ઇન્સ્પેક્ટર દેવપ્રસાદની મુલાકાત થઇ નથી. એવા અનેક વિચારોના મહાસાગરમાં હુ ડુબવા લાગ્યો. હજુ મારા વિચારો પુરા નહીં થયા હશે. કે હમારી ગાડીને એકાએક ધક્કો લાગ્યો. ને ભારે અકસ્માતમાં હું સપડાયો. ઘણા પેસીન્જરને વાગ્યુ હતુ. તેમ મને પણ વાગ્યું હતુ. મને વધારે નહીં વાગેલું હોવાથી. હું લોકોને મદદ કરવા લાગ્યો. કલાક એક થયો હશે કે, મુબઇથી બીજી ગાડી મદદે આવી લાગી હતી. જેથી બધાઓને મુબઇની હોસ્પીટલમા લઇ જવામા આવ્યાં. મારે પણ ફરજીયાત જવું પડયું હતું. પરન્તુ બીજેજ દીવસે ડાકટરની સરટીફીકેટ લઇ, હોસપીટલમાથી હુ નીકળી આવ્યો હતો. ને દયાલજીની

શોધ કરવા નાગદેવી સ્ટ્રીટમાં પુછવા લાગ્યો. મહામુશ્કીલીથી મકાન તો મળ્યું, પણ તેમાં કોઇ હતું નહીં. પાડોશીને પુછતા માલમ પડયું કે. દયાલજી આજે કેટલાક દીવસથી ગયો છે. હજુ આવ્યો નથી, એટલી તો બાતમી મળી હતી કે, વધુ વાર તે મી. કાન્તાને ત્યાં જાવ આવ કરતો હશે મુબઇના પ્રખ્યાત ડીટેકટીવ પાસે રહેતો હોવાથી હું તેમની મુલાકાત લેવા ગયો હતો. પણ ઘેર નહીં મળવાથી બોરી બંદર પર જવાનો મેં નીશ્ચય કર્યો. બોરીબંદર પહોંચતા મારી નજર કેટલાક વીદેસી લોકો આવજાવ કરતા, એ હોટલમાં પડી લોકોની ધમાલ આ વખતે ભારે હોવાથી રખેને મેકયુરનો પનેઃ મળવાનો સંભવ હતો. મારો ડ્રેસ આ પ્રસંદ દેસી હોવાથી વિદેશી ડ્રેશ પહેરવાનો સમય આવેલો જાણી હું પાસેની એક ગલીમા ગયો. જ્યાં મારો અસલી ડ્રેસ કાઢી એક વીદેશી ધાટનાં મેં પરીધાન કર્યાં ભાગ્યેજ મને કોઇ હીન્દી ઓળખી શકે, કારણકે અત્યારે મારો ભપકો કંઇ અજબ રીતનો હતો. હોટલમાં નહીં પ્રવેશ કરતાં હું સામેના ઓટલા પર બસી, લોકોની હીલચાલપર નજર રાખવા લાગ્યો. બે મીનીટ નહીં થઇ હશે. કે, એક જુવાન પુરૂષ મારા હાથમાં એક ચીઠ્ઠી આપી ગયો. તેમા નીચે પ્રમાણે લખેલું હતું.

ગ્રાન્ટરોડ નંબર ૨૭ વાળા મકાનમાં મી. મેકયુરનો પત્તો મળવાનો સંભવ છે.

લી. મદદગાર કલકત્તા મેલટ્રેન.

મદદગાર એ પોતે કોણ છે એ હું જાણવા પામ્યો હતો નહીં. પરન્તુ, તેના આવા હસ્ય કાર્ય જોઇ, હું મનમાં આનંદ થવા લાગ્યો. દરેક રીતે મનમાં વખાણ કરવા લાગ્યો. તેની આટલી બધી હુશીયારી પર અતીશય આનંદ થવા લાગ્યો ખરેખર. મને છેવટ સુધી, એ બાહોસ મદદગાર થઇ પડશે. એના જરા પણ સંદેહ હતો નહી.

આ પ્રસંગે વિચારના ઘોડા દોડાવાનો સમય હતો નહી, પણ લખેલા પ્રમાણે મારે નંબર ૨૭ ગ્રાન્ટરોડ પર તપાસ ચલાવાની જરૂર હતી. સમયને અનુસરી હુ ઝડપથી ગ્રાન્ટરોડ તરફ ચાલવા લાગ્યો. ઉતાવળથી ચાલેલો હોવાથી હું જરાક વારમાં નંબર ૨૭ વાળા મકાને પહોચી ગયો હતો જેવો મકાનમાં હું ઘુમવા લાગ્યો એટલે બાજુના એક મકાનમાં કોઇએ મને બુમ પાડી. એ ઘરમાં કોઇ નથી. આપ કોને મળવા માગો છો? આ શબ્દો સાંભળી હું ત્યાંજ અટક્યો. એટલે જરાક વારમાં પેલો બાજુમાંથી બુમ પાડતો પુરૂષ મારી સનમુખ આવીને ઉભો, સાહેબ આપ કોને મળવા માગો છો? ક્યાથી આવો છો કારણકે આ મકાન ખાલી છે એમાં કોઇ ભાડુત રહેતો નથી નંબર ૨૭ વાળા મકાનનું ભોપાળુ નીકળતા મને અનેક વિચારો થવા લગ્યાં. અગાડીથી એ પુરૂષના ઉપર મને વ્હેમ પડયો હતો. જેથી એ પોતે કોણ છે? તે જાણવાના ઉદેશથી હું પેલા સદ્‌ગ્રહસ્થને પુછવા લાગ્યો. શું! આ મકાનના માલેક આપ પોતે છો? જી હા. ગ્રહસ્થે ગભીર સ્વરે કહ્યું. હવે મને ખાત્રી થઇ કે આ મકાનનો માલેક એ પોતે છે પણ એમાં કોણ રહેતું હતું. એની એને જરૂર ખબર હશે સદ્‌ગૃહસ્થ તમારૂં મકાન કેટલાક દીવસથી ખાલી પડયું છે? સાહેબ, એ ખાલી પડયું નથી. પણ મેંજ સાંજે ખાલી કરાવ્યું છે કેમ ખાલી કરાવ્યું તે તમે જાણવા માગતાં હશો. માટે હું ખુલાસો કરીશ, મેં તમારા જેવા એક વીદેસી ગૃહસ્થને મારૂં મકાન ભાડે આપેલુ હતું પરન્તુ એ કોઇ મહા લુચ્ચો બદ્ધુત મને મળી આવ્યો હતો. લગભગ બે માસથી ભાડું નહી મલવાથી તેમ તેની નજરોનજર મુલાકાત નહી થવાથી, હું કંટાળી ગયો હતો તેનો જરા જરૂર રહી ગયલો માલ પોલીસ ખાતાને સ્વાધીન કરી મકાન ખાલી કરાવ્યા વગર બીજો એકકો ઉપાય હતો નહી; જેથી મે તેમજ કર્યું છે.

શું આપ કંઇ તેના સગા લાગો છો ? કીમતી સવાલને નહી તજી દેતાં, મેં હા ભણી, જેથી તેની કેટલીક નવીન બાતમી પણ મલી આવવાનો સંભવ હતો. મે અમાડી ઘોડા હંકયા. સદ્‌ગૃહસ્થ એ પુરૂષ મારો નજીકનો સગો લાગે છે. ગઇ કાલે મને તેનો એક પત્ર મળવાથી હું અત્રે તેને મળવા આવ્યો છું. તે ગેરહાજર હોવાથી તેની મુલાકાત નહી થઇ. હું દલગીર છું, પરન્તુ તેનો ખાસ ઉતારો કયાં છે તે આપને ખબર હશે. સદ્‌ગૃહસ્થ કંઇ લાંબો વિચાર કરીને કહેવા લાગ્યો, જો કે મને ચોકસ ખબર નથી. છતાં, બોરીબંદર પરની વીકટેસી હોટલમાં એનો મુકામ હોવો જોઇએ. કારણ મારા મકાનમાં રહેવા છતાં તેનો ઉતારો લાંબ ઘણે ભાગે હતો. તે ઉપરથી હું કહી શકું છું. તે આપના મકાનમાં કેટલાક મહીનાથી રહેતો હતો. મેં ગંભીર સ્વરે પુછયુ ! લગભગ ચાર મહીના થયા હશે. તેમા બે મહીનાનું ભાડું મને મલ્યુ છે. બાકી ના બે મહીનાનુ ભાડુ આપનો નથી. મેં ગૃહસ્થને દીલાસો આપતા કહ્યું. આન બે ફીકર રહેસો તે મારો સગો થાય છે, એટલે હુ એને મળી આપનું ચડેલુ ભાડુ અપાવીસ. પરન્તુ એ મને કયાં મળશે ? એજ ચીન્તામા હું છું સાહબ ચીન્તા શું કરવા કરો છો ? એ જરૂર તમોને વીકટેસી હોટલમાં મળશે. ગઇ કાલે મારા એક દોસ્ત સાથે તેની મુલાકાત થઇ હતી એટલે અવશ્ય તેનો મુકામ તે હોટલમાંજ છે. હવે વધારે વખત ગુમાવવામા સાર નહી હોવાથી, હુ એક ભાડાની ગાડીમાં બેસી બોરી બંદર જવા લાગ્યો. જોતજોતામાં એ હોટલ પાસે આવી લાગ્યો હતો. જેવો ગાડીમાથી ઉતર્યો, તેવોજ એ ગૃહસ્થ જાણે મુબઇનો રેહવાસીને ખાનદાનનો પુત્ર હોય તેમ લાગ્યો. દીલ્લીનો ફ્રાસ્ટમેલ જે પંજાબમેલ કહેવડાવે છે, તે કયારે ઉપડે છે ? આપ કૃપા કરી બતાવશો ? બતાવ્યા પહેલાં એ અંજાણ કોણ છે ! કારણ એની વાત ઉપરથી એ જણાય આવતો હતો કે, મુંબઇનો કોઇ રહેવાસી તો

હતો નહી. જો, મુંબઇનો હોય તો પ્રખ્યાત મેલ કયારે ઉપડે છે? તે સરવેને ખબર છે, ને તે દીવસમાં એક વખત ઉપડે છે. એટલે કેમ ખબર નહી હોય? માટે એ વીદેસી પુરૂષ કોઇ નવો મુંબઈ આવેલો જાણી, હું પણ તેની સાથે નવો બન્યો. મીસ્તર, મને પણ ખબર નથી. કારણ કે મુબઇ આવવાને મને એક દીવસ થયો છે મુંબઇથી હું તદન અજાણ્યો છું માટે લાચાર છું ઘણે ભાગે તે સવારમાં ઉપડી જાય છે. જો, આપને અડચણ નહી હોય તો હું ખબર મેળવી આપીશ. મારી ભલાઇ જોઇ તે ગૃહસ્થ મારી સાથે વધારે વાતો કરવા લાગ્યો. "જોઇતું હતુ, ને વૈદે કહ્યુ." તેમ હું પણ તેનો લાભ લેવા લાગ્યો. કેટલીક વાતો થયા બાદ, પેલા ગૃહસ્થે મને પુછયું. આપનું નામ શું છે? ને કયાંના રહેવાસી છો? મેં કહ્યું, મારૂં નામ આરવોલ ને ફ્રાંન્સનો રહેવાસી છુ નામ સાંભળતાની સાથેજ, તે ચોંકયો ને સવાલ કીધે, ત્યારે બદમાસ મેસ્યુર વીર લુટારાને તમે સારી પેઠે જાણતા હશો. કારણકે તે પણ ફ્રાંન્સનો રહેવાસી છે. ગંભીર સ્વરે મેં જવાબ વાળ્યો કેટલેક અંશે હું જાણું છુ. પણ એવા બદમાસોને જાણી આપણે કરવાનુ છે શું? તેના વતી તમોને બીહીક તો લાગતી નથીને? ખરેખર, મીસ્તર ગૃહસ્થ ભય પામી ગયા હતા જેથી દીલ્લી ઉપડી જવાનો વિચાર રાખતાં હતા, સ પુરણ ભરૂસો આપતાં મેં કહ્યું તેનાથી બીહવાનુ કઇ કારણ નથી. શું આપે તેના વીષે નવીન સાંભળ્યુ છે? પેલા ગૃહસ્થ મારા સામું જોઇ કહેવા લાગ્યો. અવસ્ય પરમ દીવસે તે કોઇની છોકરી ઉપાડી લાવ્યો છે આપે તે કેમ જાણ્યુ? વધારે ખુલાસો જાણવાના ઉદેસે મે પુછયું. ગઇ કાલે હુ આ હોટલમાજ હતા ત્યારે તે છોકરીને તે લાવ્યો હતો.

મેં કહ્યું–તમે તે છોકરીને નજરો નજર જોઈ છે.

ગૃહસ્થ–જી હા. સારી પેઠે. કોઇ ઉચ ખાનદાનની છોકરી હોય તેમ લાગતી. હતી એ પાપી બદમાસના હાથે કેમ ચઢી ગઇ, એજ વિચાર હુ કરવા લાગ્યો હતો.

મેં કહ્યું-શું? ત્યારે તે અહીંજ તે છોકરી સાથે રહે છે?

ગૃહસ્થ-તેમ બનવું અસંભવીત છે કારણ કે જવાબદારમાં તેને લઇ તે કોઇ બીજે ઠેકાણે ચાલ્યો ગયો હતો, ત્યાર પછી મારા જોવામાં આવ્યો નથી.

આટલી વાતચીત થયાબાદ હમે જુદા પડયા. મને ખાત્રી થઇ હતી કે, મેકયુરનો મુકામ આજ હોટલમા છે. એજ હોટલમાથી તેનો પત્તો મેળવવાનો મેં દ્રઢ નીશ્ચય કર્યો. પરન્તુ ગ્રહસ્થ બનીને જઇશ. ત્યારે પોસાય, એમ હતું નહી. જેથી શરાબી બની જાણે પી કેમ ચકચુર નહી હોય, તેમ, હોટલમાં જઇ બુમ પાડવા લાગ્યો. ને દરેક ઢોંગ કરવામાં બાકી રાખી નહી. મારી બુમને કોઇ લક્ષમા નહી લેતાં હું વધારે જોરથી નીચેના શબ્દો બોલવા લગ્યો. એઇ વેટર, કમાન. હરીઅપ વન ગ્લાસ ચમપેન ડોવીક ડેમ યુ. આ પ્રસંગે હોટલના બધા લુચ્ચા તેમજ ગ્રહસ્થોની આંખો મારા તરફ વળી હતી તેમજ હું મનમાં આનંદ માનતો હતો. પરન્તુ બે પુરૂષ એ ખુણાના ટેબલ પર બેસી, નચેની વાતો કરતા જણાયા. વીલીઅમસ, એ ગ્રહસ્થ. આપણા ટેબલપર આવીને બેસે તો, કેવી મઝા પડે. એટલે બીજો બોલવા લાગ્યો. અરે એવી બાહાર આવે. ગલાસો ઉડાવવાની ગમ્મત પડે. કંઇ નહી. દોસ્ત, જ્યાં એ બેસશે, તેના ટેબલમાં આપણે ગોઠવાઇ જઇશું. પછી કંઇ વાંધો આવશે! એટલે બીજો બોલવા લાગ્યો. વાહરે દોસ્ત. ખુબ અકકલ દોડાવી મેકયુરની બો લાગી ખરી. મેકયુરનું નામ સાંભળી મેં નક્કી કર્યું. કાતો એ બે પુરૂષ તેના હશે અથવા મેકયુરથી વાકેફ હશે, જેથી એ લોકોની સાથે મારે સબધ જોડવાની ખાસ જરૂર હતી. પણ સુખુને સુખુ કંઇ સંબધ જોડાય! ને બાતમીઓ મળે? કંઇક સરવું પણ પડે માટે મેં હોટલના વેટરને બુમ પાડી. હજુ વેટર નહી આવ્યો, તે પહેલા પેલા બે પુરૂષ મારી પાસે સેકહેન્ડ

કરી, મારા ટેબલમાં બેસી ગયા તેનો લાભ લઇ મેં ત્રણ ગ્લાસ બ્રાન્ડીનો ઓર્ડર આપ્યો. મારૂં ગલાસ મેં અગાડીથીજ બાજુની ગટરમાં ઢોળી મુકયું હતુ. એટલે પેલા બે છોકરા ગટગટાવી ગયા. હજુ તે બરાબર રંગ પર નહી આવેલા હોવાથી મેં બીજી એક આખી બાટલી બ્રેન્ડીનો ઓર્ડર આપ્યો આખી બાટલીનો ઓર્ડર જતાં હોટલનો ધણી પોતે બાટલી લઇ હમારી ટેબલે આવ્યો. બાટલી ટેબલમા ગોઠવતા મને કહેવા લાગ્યો. કેમ ભાઇસાહેબ ગ્રહસ્થ જેવા લાગો છો ને આવા ધંધા કરો છો !

વાહ ! તારા જેવો ગૃહસ્થ તો હમે આજેજ જોયો. કયાંનો રહેવાસી છે ને ભસી મરશે ? હુ ગુસ્સે થઇ કહેવા લાગ્યો. પાજી તું પુછનાર કોણુ છે ? મારા પૈસાથી અમે તે ધધા હું કરૂં, તેમાં તારા કાટલા થશે ? તારા પૈસા સાથે તને કામ છે. મેં અગાડીથી પીધેલા જેવો ઢંગ કાધેલો હોવાથી, બોલવાની મને છુટ હોવાથ, ફાવે તેમ બોલવા લાગ્યો. કેમ યુસીલી ફુલ ગોઓન રાસકલ, કમોન વીસ્કી બ્રેન્ડી સ્ટારગેટ વ ઇન. ખીસ્સામાથી બાટલીનો રૂપીયો કાઢી હોટલના માલેક તરફ ફેંકી દીધો. મામલો ચૌઉદમે પાને ચડેલો જોઈ બારમન ત્યાંથી રૂપીયો લઇ, ચુપચાપ ગણી ગયો આ તરફ છોકરાઓનો પાર રહ્યો નહી. બાટલી જોઇને આનન્દ થવા લાગ્યા. બેઉ છોકરા ગલાસો ઉપરાઉપરી ગટગટાવી ગયા. પરન્તુ મારી નજર પેલા હોટલના માલેક પર હતી. આ તરફ મારો કોટ કોઇએ બેચ્યો હાવાથી હું ચમકયો. પણ છાકરામાંના એકને મારી સાથે કંઇ વાત કરવાનુ હોવાથી, તે ફાવે તેમ બોલવા લાગ્યો. સાહેબ, ગૃહસ્થ તમે તો એક મહાન ગૃહસ્થ જણાવ છો. આપના હમારા ઉપર જે ઉપકાર થયો છે. તે કદી ભુલાય તેમ નથી. તમારા જેવા ગ્રહસ્થને હમે આખા મુંબઇમાં જોયો નથી. અલબત્ત હમારે આટલું માનવું જોઇએ. મેકયુરની સાથે તમે હરીફાઇમાં ઉતરવા

લાયક છો. વાંચક મેકયુરનું નામ સાભળતા મારી આશામાં ઉમેરો થવા લાગ્યો. ધારેલું કામ પાર પડવાના ચીન્હ જણાવવા લાગ્યા. મને હવે પુરી ખાત્રી થઇ કે, આ બે પુરૂષ તેનાજ હોવા જોઇએ. અથવા તેની સાથે પરીચય હશે. મારી શંકા ખરી નીવડવાથી હું મનમાં આનન્દ થવા લાગ્યો. હમારા ટેબલ પર લોકોનું આવજાવ થતું હોવાથી હું એ બે પુરૂપને લઇ અંદરના એક ટેબલ પર ગયો. જ્યાં કોઇનું આવ-જાવ હતું નહી બીજા ટેબલ પર બેઠા ને જરાક વાર નહી લાગી હશે, એટલે નવજુવાન વીદેશી હોટલમાં આવ્યો. ને હોટલના માલેકની સાથે કંઇક વાત કરી તરત ચાલ્યો ગયો હતો. મારી નજર હોટલના માલેકના તરફ હોવાથી હુ સારી રીતે તેને જોઇ શક્યો હતો. એ કોણ હશે? હોટલવાળા સાથે શું વાત કરી હશે? મેકયુર પોતે તો નહી હોય! એમ અનેક વિચારો આવવા લાગ્યા. જાણવાના ઉદેસે હું મારી સાથેના છોકટાઓને પુછવા લાગ્યો. વેલ મી. બ્રેન્ડી વીરકી? આનદમાં જવાબ મલ્યો. હા લાવો જો કે હું આ પ્રસંગે અંગ્રેજી ભાષા બોલી રહ્યો હતો, પરન્તુ તે છોકટા વીદેશી નહી પણ સ્વદેશીને ચાલાક લોક હોવાથી મારી અગ્રેજી ભાષા સમજી શકતા હતા. ને હીન્દુસ્તાની ઝબાનમાં મારી સાથે વાત કરતા હતા. જેમાં મારે પણ વાધો હતો નહીં. હું કોણ છું, તે વાંચક જાણે છે. એટલે તે વીશે વર્ણન કરવુ દુર્બળ છે. ડીટેકટીવનું કામ માથે લેવું કંઇ સહેલું નથી તેમાં દરેક કામ શહેજમાં પાર પડી જવાનો ખ્યાલ રાખે, ત્યાં તો એકડાના નામે મીંડું અભરામજી કરી વળે. ચાલો, એવી વગર લાભની વાતોને મુકી આપણી મુખ્ય વાત પર આવીએ. બ્રેન્ડીને વીરકીનું નામ સાંભળી આનદના સાગરમાં તે ગોથા ખાવા લાગ્યાં. જાણે કેમ આખી મુંબઇના ગવરનર જનરલ નહી હોય, તેનો લાભ મારે લેવામાં શું વાધો હતો? પરન્તુ બ્રેન્ડી મંગાવવા પહેલાં ધારેલી

વાતની બાતમી મેળવવાની ખાસ જરૂર હતી. કારણકે, છાકટાની સ્થીતી એવી થઇ ગઇ હતી કે, જો એ પણ વધુ ગલાસ પીવામાં આવે તો વાત કરવાનું પણ ભાન રહે નહીં. ને મુદ્દાની વાત પર પાણી ફરી જવાનો સંભવ હતો. જેથી બ્રેન્ડી નહીં મંગાવતા તે છાકટાને પુછવા લાગ્યો. બ્રેન્ડી તૈયાર. મીસ્તર. પરન્તુ પેલો જુવાન આદમી હમણા જરા વાર પર આવી ગયો હતો, તે કોણ છે? તે ટો તેને સારી પેઠે પીછાનો છો. છાકટો મારા સામુ જોઇ બોલવા લાગ્યો. અરે મહેરબાન એવા લોકોની સાથે તમારે ને મારે શું કામ છે! કામ તો જીવજાન બ્રેન્ડી સાથે છે કેવી મજા "બ્રેન્ડી" આપને કયાં ખબર નથી. કે, આવા મોટા મુંબઇ શહેરમાં એવા તો ઘણા રખડયા કરે છે! તે કયાં પ-તો લાગશે! આપણી બ્રેન્ડી મંગાવો. રંગમાં ભંગ થાય તે સારૂ નહીં. સમજયા સાહેબ, હું સમજી ગયો હતો કે, એક બીજો ગલાસ ઉતારી જાશે એટલે પછી વાધો લેશે નહી. આ વખતે મારા સવાલમાં બ્રેન્ડી તેમ બીજી વાતો ગોઠવી મારી વાતને આવી રીતે ઉડાવી નાંખી હતી. વાર નહીં લગાડતા તો તરતજ બીજો ઓર્ડર આપ્યો. ગલાસો આવતાની સાથે બંન્નેના મોઢાં રોકાયા હતા. ગલાસો ખાલી દ્રષ્ટીગોચર થતાં હતાં. બરાબર રંગ પર આવેલા જોઇ આજ સમય છે ધારી, હું વીલંબ નહી કરતા પુછવા લાગ્યો. પેલો માણુસ કોણુ છે? તે કહેશો. છાકટાઓ ભાન ભુલી બેઠા હતાં. શું બોલે છે. નહી કહેવાની વાત પણ મારી સામે કહેવા લાગ્યા. એમાં શું હમણા જે પુરૂષ આવ્યો હતો તે પોતે વીર લુટારો મેકયુર, હમારો સરદાર હતો. આજે બાર વાગે ગુવ સ્ટાર સ્ટીમરમાં હમે અમેરીકા ઉપડી જવાના છીએ. હમારા સરદારની હુસીયારી ને કોઇ પહોચે! ભલભલાઓને હરાવી દીયે! તેમના જેવાના માણુસ બનવું, તેમાં હમોને નામોસી નથી. આટલું વાકય સાંભળી મારાં મનમાં

શું થયું હશે ? તે વાંચક પર મુકી દઉં છું, વધારે બાતમી મેળવવાના ઉદ્દેસે જરૂરી પ્રશ્નો પુછવા લાગ્યો, શું ત્યારે દોરતો તમે પણ તમારા સરદાર સાથે જશો ? આ પ્રસંગે ઘડીઆલમાં બારમા પંદર કમતીના ટકોરા વાગ્યા. સ્ટીમર ઉપડવાની પદર મીનીટજ છે, ને હજુ આ માણસો ગયા નથી. શું એનું કારણ હતુ ? બેન્ડીની અગાડી સરદાર કોણ ને વખત કેવી મજા લુટવાનું મુકી સમુદ્રમાં ડોલા ખાવા કોણ જાય છે. ખરેખર આ પ્રસંગે બન્ને છોકરા ચકચૂર હતા. કયાં બેઠા છે, ને કોના સાથે વાત કરે છે, તે પણ ભાન હતું નહી. બહારથી ઉતાવળે પગલે કોઇના આવવાનો અવાજ મારે કાને પડયો. એટલે તરત સાવચેત થઇ, હુ બાજુના ટેબલ પર ખસી જઈ, જાણે કેમ કોઇ ચીજનુ ભાન નહી હોય તેમ ઢોંગ કરવા લાગ્યો. જરાકવાર નહી થઇ હશે કે તેજ જુવાન આવ્યો હતો, જે કલાક અગાડી હોટલના માલેક સાથે વાત કરી ગયો હતો. બીજી રીતે કહીએ તો મેકયુર પોતેજ હતો. પોતાના બે માણસ હજુ સ્ટીમર પર કેમ નહી આવ્યા, તેની તપાસ કરવા અત્રે આવ્યો હતો. પેલા છોકરાઓ ભાનમાં નહી હોવાથી, બન્નેને ઘસડી બહાર લઇ ગયો હતો. આ સોનેરી તક નહી ગુમાવતાં, હુ હોટલના એ બીજા ભાગમા જઇ મારો વીદેશી વેશ કાઢી સ્વદેસી વેશ ધારણ કર્યો ને જે રસ્તેથી મેકયુરની ગાડી ગઇ હતી, તે તરફ બરાબર દ્રષ્ટી નાંખી. પાસેના પોલીસ ખાતામાં ગયો. ત્યાંની પોલીસને સર્વે બીના સમજાવી. પોર્ટ કેપટનને ટેલીફોન કર્યો. કારણ કે વખત બહુ થોડો હતો. તેમ માગ બંદર પર ગયા અગાડી, સ્ટીમર ઉપડી જવાનો સંભવ હતો. જેથી ટેલીફોન કરી નીચે મુજબ પોર્ટ કેપટન સાથે મારે વાત થઇ. કોણ આપ પોતે પોર્ટ કેપટન કે.

જવાબ—હા, તમે કોણ છો ?

મેં કહ્યું હું ડીટેકટીવ મસુદ હસન. મુંબાઇની પોલીસખાતામાંથી વાત કરૂં છું મી ન્યું સ્ટાર સ્ટીમર ને અમ ઘડી અટકાવી રાખશો. પેહરો મેં મોકલી આપ્યો છે. હુ બંદરે આવી બધી હકીકત જણાવીશ.

પેલી તરફ મેકયુર પોતાના માણસ સાથે 'ન્યુ સ્ટાર'માં ચઢી ગયો છે. સ્ટીમર લગર ઉચકી વીસળ મારી રહી છે. ઉપડવાની તૈયારીમાં ભગ થયો, પોર્ટ કેપ્ટને સ્ટીમરને રોકી પેહરો બેસાડી આપ્યો છે. આ તરફ મસુદ હસન ઇન્સ્પેકટરને લઇ બદરપર ઉતાવળે આવી રહ્યા છે. જરાવાર ન લાગી હશે કે, મસુદ હસન ને ઇન્સ્પેકટર બને "ન્યુ સ્ટાર"પર આવી લાગ્યાં હતાં. ખરેખર મેકયુર સપડાયો. મેકયુરને એક બાજુએ મુકી મી. કાન્તાની પુત્રીની શોધમા મી. મસુદ હસન રોકાયા કેટલીક વારે એકઃમ નીચે ડેકમાં મુસ્કેટાટ બાધેલી મળી આવી હતી. તરત તેના બધન છુટા કરી, ઉપર લઇ આવ્યા. આ પ્રસગે બદમાસ મેકયુરના હાથમાં હાથકડીઓ પડી ચુકી હતી. વર્તમાન પત્રમા નીચે પ્રમાણે જાહેર વચાવા લાગ્યું.

ડીટેકટીવ મસુદ હસનનો વિજય. મેકયુર પકડાણો.

કેટલાક દીવસથી હેરાન કરતો વીર લુટારો મેકયુર આજે ૧૨ વાગે ડીટેકટીવ મસુદ હસનની ભારે કોશીશથી 'ન્યુસ્ટાર'માં નાસી જતો પકડાયો છે. મી. કાન્તાની પુત્રી આજે કેટલાક દીવસથી ગુમ થઇ હતી તે પણ તેની સાથે મળી આવી છે. તા. ૨૨ ફેબરૂવારીને રોજ હાઇકોર્ટમાં મેકયુરનો કેસ ચલાવવામાં આવશે.

બીજે દીવસે મને નીચે પ્રમાણે એક અણધારેલો પત્ર મલ્યો. જે અજાયબી વચ્ચે હું ફસાયો.

વહાલા મી. મસુદ હસન.

આપની જાતતોડ મહેનતમાં હું અજાયબી પામ્યો છું ગઇ કાલે નાસી જતાં મેકયુરને તમોએ પકડયો, હુ અંતઃકરણથી મુબારકબાદી

આપુ છું પરન્તુ તમોએ પહેલા ખ્યાલ કર્યો નથી કે એકકાએ જે મેકયુરને પકડવાની પ્રતીજ્ઞા લીધી તે હું પાળી શકયો નથી. એટલે મારાથી ! ચુપચાપ બેસાય કેમ ! મારૂં વચન ભંગ થાય છે. મારો પુરો વિચાર મેકયુરને અહીંયાંની સરકારને સોપવાનો બીલકુલ હતો નહી પરન્તુ કમભાગ્યે મારા હાથમાં મેકયુર નહી આવવાથી મારે તેનો છુટકારો કરવાની જરૂર છે. માટે મજકુર કાગળ લખી આપ માનવંન્તા સાહેબને જણાવવામાં આવે છે કે ફેબ્રુવારીની ૨૨ તારીખના હું મેકયુરને જેલમાંથી કઢાવી જઇશ. નગરશેઠનું વીલ તેની પાસે કેમ નથી મળી આવ્યું, એ આપ વિચારમાં હસો. જેનો ખુલાસો કર્યા વગર હું રહીસ નહી. મેકયુરની સાથે મારે એક દીવસે ઝપાઝપી થઇ હતી, તેમાં હું વીલ મેળવવામાં વીજય પામ્યો છું. પરન્તુ મેકયુરના માટે બીજી મદદ આવી લાગવાથી હું તેને પકડવામા ફતેહમદ નીવડયો નહી; તેમ મારી પ્રતીજ્ઞા પુરી થઇ નહી. આ પત્રને વધુ નહી લંબાવતા હું ટુંકમાંજ પતાવીશ વખત પણ વધારે ગયો છે. એટલે હું આપની રજા લઇશ.

લી. આપનો હિતેચ્છુ, "અકકલનો એકકો."

# પ્રકરણ:-૯ મું.

## મેકયુરનો નસીબો જાગ્યો.

કરન્સી બેન્કમાં ચોરી થયાને કેટલાક અઠવાડીઆંઓ વીતી ગયા પરન્તુ મેકયુરના પકડાયા સીવાય બીજુ જાણવા જોગ કશું એ બનવા પામ્યું નહોતુ. મેકયુરના પકડાવાથી લોકોમાં શાન્તી તેમજ ધીરજ થોડે ઘણે અંશે થવા પામી હતી ખરી; પણ, જગતને કયાં સુધી મોઢે તાળું મારી બેસી શકે છાપાઓના કોલમોના કોલમો વિષયથી ભરપુર નિત્ય પ્રગટ થવા લાગી ગયા હતા. આમ કરતાં કરતા તો ૨૨ તા. ફેબ્રુવારીનો દીવસ આવી-

સામે ઉભો રહ્યો. અને મુંબઇ ખચ્ચીત માનતું હતું કે, અકકલનો એકકો તેના કહેણ મુજબ મેકયુરને કોઇપણ પ્રકારે મુકત કરીનેજ રહેશે આજે મેકયુરને કોર્ટમાં હાજર કરવાની તારીખ હતી. જેલ ખાનેથી હેઠ કોર્ટ સુધી દરેક ઠેકાણે પોલીસો સજ્જ થઇ ઉભા રહ્યા હતા કેદીઓની મોટરકારોની સાથે નીયમ પ્રમાણે ઘોડાગાર્ડોની એક ટુકડી ઉપરાંત ઘોડેસ્વારો હાથમાં નગ્ન તલવાર લઇને બંદોબસ્ત અને સાવચેતી માટે મોટરકાર પાછળ દોડયા આવતા હતા. જેલ ખાનેથી હેક કોર્ટ સુધી સડકની ઉભય બાજુએ માણસો ઝાડ પેઠે ઉભા રહયા હતા. પણ બંદોબસ્ત સખ્ત અને કડક રાખવામાં આવ્યો હતો. મેકયુરની મોટરકાર સહીસલામત કોર્ટ તો પહોચી ગઇ ખરી પણ એક જગ્યાએ મોટરકારને અલ્પ સમય માર્ગમા ખોટી થવું પડયું હતું. પરન્તુ મોટર ડ્રાઇવરની ચાલાકીથી બાગેલુ તત્કાળજ દુરસ્ત કરી લઇ મોટરને વિજળી વેગે ઉપાડી મુકવામાં આવી હતી. પાછા વળતી વખતે પણ કેદીને છોડવવાની કોઇપણ કોશીશ કરવામાં આવી ન હતી પોલીસના સખ્ત બંદોબસ્તને લીધે માર્ગ ચીરોને પંખીને પણ મારવાની મજાલ નહોતી રહી. અપરાધીવાળો મોટર-કાર સહીસલામત પાછી કેદખાનામાં આવી પહોચી હતી. કેદીની મુક્તિ અકકલના એકકાના કહેવા મુજબ નહી થવાથી પોલીસને ખુશાલી જાહેર કરવાનો પ્રસંગ મળી ગયો હતો. શહેરી જનોને અતિશય નિરાશા અને નાસી પાસી ઉત્પન્ન થઇ હતી. કિન્તુ એ નિરાશા લાંબો કાળ ટકે તેમ નહતું. કારણકે વખતે દિવસે તો મેકયુર છુટી ગયાની ખબર તમામ કચેરીઓ, સર્વ ઓફીસોમાં અને બધી કોર્ટમા ફેલાઇ ગઇ હતી, અને સાંજ પડતાં તો તે ખબર વાયુ વેગે, મુંબઇ તમામમાં પ્રસરી ગઇ. જો કે મુંબઇવાળાઓને ખાત્રી તો બરાબર થતી ન હતી. એવામાં તો વર્તમાનપત્રનો તાજો અંક બહાર પડયો જેમા નીચેનું લખાણ દૃષ્ટિગોચર થતું હતુ.

વર્તમાનપત્ર છપાઇ બીલકુલ તૈયાર થઇ ગયું હતું એટલામાં તો અમોને અકકલના એકકનો એક પત્ર મળ્યો. પત્ર નીચે એકકાની ખાસ સીગનેચર હોવાથી તે એકકાનોજ છે. એ માની લેવામાં કશો શક નથી. એકકાના પત્રના અક્ષરે અક્ષર મ્હારા વ્હાલા વાંચકો આગળ રજુ કરીએ છીએ.

મહેરબાન એડિટર સાહેબ,

સલામ સાથે લખવાનું કે મેકયુરના છુટકારાની ખબર સત્ય માનવા માટે મ્હારો પત્ર આપના લોકપ્રોય પેપરમાં પ્રગટ કરી મુંબઇ-વાસીઓની ચીન્તા અને નવાઇ દુર કરવા કૃપાવંત થશો.

મુંબઇનીવાસીઓની સભાની યાચના કરું છું કે, તેમને નિરાશ અને નાસીપાસ થવાનો પ્રસંગ મારા તરફથી મળ્યો એટલે કે અમાકથી મેકયુરની મુકિતની નિરમાણ કરેલી તારીખ ઉપર હું મેકયુરને છોડાવી શકયો નહી. બરાબર વખતે મને વિચાર ઉદભવ્યો કે મારે કોશીષ વચ્ચે આપણા માનીતા ડીટેકટીવ મસુદ હસન મેકયુરને પકડવામાં વીજય પામ્યા હતા. તેમ મુખ્ત વીલ તેની પાસે નહી હોવાથી મારે કોઇ પણ પ્રકારે તેને કેસના અગાઉ છોડાવવાની જરૂર નહોતી. બીજી તરફ મી મસુદહસનના મનને નાસીપાસ કરવાનું મને ઠીક લાગ્યું, નહોતું. એક વીર પુરૂષ પોતાના શત્રુને સરકારને સ્વાધીન કરે એમાં હું આનન્દ માનતો હતો; એટલે મેકયુરને મારે શું કરવા કેસ અગાડી કોર્ટમથી મુકત કરવો ! જોકે, હું મનમાં ધારતો મારા વાસ્તે એક નજીવી બીના હતી, જે જગ જાહેર છેજ. દીવસે જે વખતે મેકયુરને કેદખાના લાવવામાં આવ્યો ત્યારે હું હાજરજ હતો. હું કેવી રીતે હાજર હતા તે પણ કહેવાની હુ જરૂર જોઉ છું. જયારે મેકયુરને કેદખાનામાં લાવવામાં આવ્યો ત્યારે, હું મુખ્ય દરોગાના વેસમાં સજજ હતો. જેલખાનાના દરોગાનું શું કામ છે, તે આપ સારી

રીતે જાણુતા હશો. એવી મને સંપુર્ણ ખાત્રી છે. એટલે મેકયુરને તરત છોડાવી જવામાં શું નડે વારૂ ? આજે મારો પ્રયત્નત પુરો થાય છે. મેકયુરનું શું થાય છે, તે પબ્લીક જેવા આતુર હશે તે પણ સમય આવે હું પ્રગટ કરી આપીશ. હાલ તુર્તના માટે મને માફી બક્ષશો.

લી. "અકકલનો એકકો."

---

# પ્રકરણ ૧૦ મું.

## અક્કલનો એકકો પકડાયો.

મેકયુરને કેદખાનામાથી છોડાવી જવાના વિચ રનું ત્રીજુ અઠવાડીયું ચાલે છે, છતાં મસદને તેનો પત્તો લાગતો નથી. મુંબઇની પોલીસને માટે કામ આવેલુ જણાય છે. મુંબઇવાસીઓ જુદી જુદી પ્રકારના હવાઇ કીલ્લા બાંધવામાં પાછા હઠતા નથી. શુ મેકયુર નહી પકડાશે ! એ કયાં ગુમ થયો હશે ! એવી અનેક વાતોથી આખું મુંબઇ શહેર ગાજી ઊઠયું છે. એવા ભરે ઉહાપાની વચ્ચે વર્તમાન પત્રમાં નવી ખબર પ્રગટ થયલી હકીગત.ચર થાય છે લોકો જ્યા જુઓ ત્યાં છાપા લઇ ધ્યાન રાખી રહ્યા છે. અમારા વહાલા વચકોને વચાવવા હમે ચુકશું નહીં. માટે વાંચક તું પણ દુન્યાની સપાટીપર શું શું રમ ઝામે છે, તેની મજા લુંટ.

"જે મેકયુર ફ્રેન્ચ સરકારની સ્વાધિનમાં," તાર સમાચાર મારફતે અમે જાણી શકયા છીએ કે ફ્રેન્ચ સરકાર મેકયુર વીર લુટારાને પોતાને સ્વાધીન લીધો છે. પકડાવીને સ્વાધીન કરનાર અકકલનો એકકો જેણે હજાર પાઉન્ડનું ઇનામ બદલામા લેવાની નાખુશી બતાવી છે, તેના માટે સર્વનો સરકાર અતઃકરણપુર્વક ધન્યવાદ માને છે. આવા એક બદમાસ લુટારાને પકડી અમોને સ્વાધીન કર્યા છતાં, એકકાની કેવી

કેવી બાહોશી તેનું વર્ણન કરવુ હમારી પાસે પુરતા શબ્દોમાં નથી. જો કે, એ વીર માણસ અમારા રાજ્યમાં હોતે તો અવશ્ય અમારી સરકાર તે માણસના બે અપરાધ માફ્યા વગર રહેતે નહીં. અમોને ખાત્રી છે કે, ઇન્ડીઆ સરકાર એવા બહાદુર માણસને કોઇ પણ પ્રકારે સમ્ય આવવા ભારે પદવીપર ચડાવશે.

મુબઇના શોખીન વાંચકો વચ્ચે એક જુવાન પુરૂષ જાણે છાપામાં વધારે પ્રકાશ નાખી રહ્યો હોય, તેમ કોઇના તરફ લક્ષ નહી રાખતા છાપામા લીન બન્યો જણાય છે, અનુમાન ઉપરથી એમ ખાત્રી થાય છે કે, તે ક્રમક ઉંડા વચારમાં ગરકાવ હતો મુબઇવાસીઓ એક પછી એક તેની જુદી જુદી સલાહ લેવા વાર ફરતી આવતા નજરે પડે છે. એ જુવાન પુરૂષ કોણ છે, વાચકો જાણતો ગયા હશે. મસુદ હસન પોતે વળી બીજા કોણ કોઇ મળ્યા છે? છાપો વાંચી રહ્યા બાદ, એકકાને મુમ્બઇમાજ પકડી લેવાનો તેના વિચાર થયો. તેની ખાત્રી હતી કે, એકકો મુમ્બઇમાજ ભટકતો હશે એમાં જરા પણ સંદેહ હતો નહી. અને તે ભાગે એકકાને પકડવાનો દૃઢ નિશ્ચય કરી, તે વીદેસી હોટલ તરફ ચાલતો જણાય છે. રસ્તામા એક બીજો નવો બનાવ બનવા પામ્યાથી તે સ્પોટપર જવા વગર તેનો છુટકો હતો નહી. ત્યા પોલીસ એક પુરૂષને ચકિદમું રતન પક્ષીન કરતો દૃષ્ટીગોચર થયો હતો. પોલીસને અટકાવા મે પુછયું એટલે મસુદ હસને પુછયું કેમ કોન્સ્ટેબલ શુ મમલે રચાયો છે?

પોલીસ—પેલા સામેના મકાનની બારી વાટે નીકળતા મે એ માણસને જોયો છે. ને નાયદેસર સીધો જવાબ નહી મળતા હું પોલીસગેટ પર લઇ જવા માગુ છુ. પણ એ આવતો નથી. જેથી મારવા વગર બીજો એક ઉપાય નથી.

મેં કહ્યુ અપરાધી તું કોણ છે? શુ કામે બારી વાટે મકાનમાંથી કુદયો હતો!

અપરાધી—સાહેબ, મ્હારી ભુલ થઇ છે, અપરાધ કબુલ કરૂં છું, વીશેષ પુછવા માફ કરશો હુ ગેટ પર જવા તૈયાર છુ.

મેં કહ્યું નહી, તારે અત્રેજ કહેવુ પડશે બાજો ઉપાય નથી માટે સીધેસીધો જવાબ આપી દે

અપરાધી—સાહેબ, મને માફ કરસો હુ કાલે સર્વ બીનાથી વાકેફ કરીશ.

ઠીક છે, જોયું જાસે, ધારી મે પોલીસને ગેટ પર લઇ જવાનું કહી, મારા કામમાં રોકાયો. હુ જરા અગાડી ગયો હોઇશ એટલે તો પાછળથી પોલીસ હફલો ફાફલો બની દોડી આવતો મેં જોયો અરે! સાહેબ તે બદમાસ કોઇ લુચ્ચો ઠગ જણાય છે મારા પેટમા સખત રીતે પ્રહાર કરી છટકી ગયો છે. મે પોલીસને શાન્ત પડતા કહ્યું, ઠીક છે તેની તપસ કરવનુ હુ માથે લઉ છુ. પોલીસને વીદાય કરી, વિદેશી હોટલમાં હુ આવ્યો. કંઇપણ નવીન સમાચાર નહિ મળવાથી જયા પેલો પુરૂષ બારી વાટે નીકળ્યો હતો તે મકાને જઇ તપાસ કરવાની જરૂર હોવાથી તે તરફ ચાલવા લાગ્યો. મને ખાત્રી થઇ હતી કે પેલા બદમાસ અકમાનો માણસ હોવો જોઈએ. નહીં તો જ્યા સુધી ખાત્રી ન થાય, ત્યાંસુધી પોતાની હકીકત નહી જણાવતા, ને પોલીસના હાથે છટકે નહી એમાં પણ કઇ ભેદ હોવો જોઇએ, તે મકાનના માલેક સાથેની મુલાકાત લેતા માલમ પડયું હતું કે, એગૃહસ્થ પારસી નવી ફેશનોથી વીરૂધ્ધ હોવાથી દુન્યામાં શું ચાલે છે, તેનુ જરાપણ ભાન હતું નહી એટલે પોતાના ઘરમાં ચોરી થઇ તે વળી કેમ ખબર પડે વારૂ? કઇ પણ જે જોઇ, ચોરી થઇ છે કે નહી તે જાણવા ઉદેશે એ ગ્રહસ્થને પુછયું, આપના દીવાનખાનામાં કઇ ચોરી થઇ છે?

પારસી—જી. મારા જાણમા કંઇ નથી એટલે મારે ના કહેવા વગર છુટકો નથી, છતા બરાબર તપાસ કર્યા વગર હું કેવી રીતે કહી શકાશ?

મેં કહ્યું ગઇ કાલે સાંજના આપના મકાનમાં ચોરી થઇ લાગે છે કારણકે તમારા દીવાનખાનામાંથી એક પુરૂષને બારી વાટે નીકળતાં પોલીસે જોયો હતો. જેથી તમારા દીવાનખાનામાં તપાસ કરવાની જરૂર છે. માટે તમો પણ મારી સાથે ચાલો મારા કહ્યા મુજબ હું ને વૃધ્ધ પારસી સાથે દીવાનખાનામાં ગયા. બરાબર તપાસ કરતાં માલમ પડયું કે, પારસીની કેટલીક વસ્તુઓ ચોરાય ગઇ હતી. પરન્તુ ટેબલના ઉપર એક લેબલ મારી હાથે લાગ્યો. ખરેખર આ પ્રસગે મારા આનંદનો પાર રહ્યો નહી. બદમાસે પોતાના સરદારને કંઇ મોકલવા સારૂ આ ટીકીટ લખી હતી. પણ ઉતાવળમાં તે ભુલી ગયો લાગે છે. ટીકીટ પર આવી રીતે લખ્યું હતું

હોંશદ્ર અ. અ        ૪૨ ધોબી તલાવ મુંબઇ.

આ પ્રસંગે મારી બધી આશાઓ વીજયના પથમાં દોરાવા લાગી. સમય નહીં ગુમાવતાં મેં નચે પ્રમાણે ઇન્સ્પેકટર દેવપ્રસાદના ઉપર તાર કીધો. "અને તેમ સગવડે મને જરૂર મુબઇ પોલીસમાં મળજો."

મસદ હસન.

અકકલના એકાને ફસાવવા મેં દરેક રીતે કોશીષ કરી રાખી હતી. ઇન્સ્પેક્ટર દેવપ્રસાદને આવી ગયા પછી જાળ પાથરવાનો મારો વિચાર હતો તે સમય પણ નજીક આવી લાગ્યો હતો બીજે દીવસે ઇન્સ્પેકટર દેવપ્રસાદની સાથે મુલાકાત થઇ. ને પોલીસ ઇન્સ્પેકટરને મળી ધોબી તલાવવાળા મકાનમા બદમાસોને પકડવાનો પ્રયત્ન કરવામાં હું રોકાયો. એટલામા બહારથી એક પુરૂષ મારા હાથમાં એક પત્ર મુકી ગયો તેમાં નચે પ્રમાણે લખેલુ હતું.

વ્હાલા મી મસદ હસન.

મજકુર પત્ર લખી જણાઉં છુ કે એકકાની દરેક બાતમી મેળવવા તમે વીજય પમ્યા છો. માટે તમોને ધન્યવાદ આપવામાં અતીશય આનંદ માનું છું. બદમાસ મેકયુગને પકડવામાં પણ તમે

વિજય પામ્યા છો. એ હજાર ધન્યવાદ ઘટે છે. ગુપ્ત મંડળને ૪૨ વાળા ધોબી તળાવના મકાનમાં પાડવાનો જાળ પાથર્યો છે. ઇશ્વર આપને સ્નેહ આપો. ખેલનો અંત આવેલો જાણી હુ વધુ આપની અગાડી ભરમમાં રહીશ નહીં. મારી મુલાકાત આન્ટરોડના છેલ્લા મકાનમાં લેવા ચુકશો નહીં. તે પણ એકકાને પકડયા પછીજ. એકકાનો અંત આવેલો છે હું સારી રીતે સમજું છું. પરન્તુ એક અગત્યની બીના મારે તમોને જણાવવાની જરૂર છે. કાલે સવારે પંજાબમેલમાં દીલ્લી ઉપડી જવાનો એકકો ઇરાદો રાખે છે. માટે સાવચેત રહેશો. નહી તો રચેલી બાજી ધૂળમાં મળી જશે તેની સંભાળ રાખશો.

લી. કનકપ્રભા ઉર્ફે કલકત્તા મેલટ્રેનનો મદદગાર.

પત્ર વાંચી લીધા બાદ મારૂ શરીર સ્થીર રહ્યુ નહી. આ કોનો પત્ર મેં વાંચ્યો છે. કનકપ્રભાનો એજ મદદગાર આફ્રીન છે એની હોશિયારી પર નગરશેઠનુ નામ રાખ્યું ખરૂં. અગાડી એ નામ પર મારી શંકા હતી આજે તે ખરી નીવડી છે. ખરેખર એ છેલ્લી ઘડી સુધી મારો મદદગાર હતી. એને વખાણ કરવાના શબ્દો મારી પાસે આ પ્રસંગે ન હતા. બીજી તરફ કટાકટીનો વખત આવેલો જોઇ હું તરત ઉઠયો ને નામેલે ઠેકાણે રસ્તો કાપવા લાગ્યો. કેમ જાણે વાઘને મારવા દરેક સાધન કરી, શીકાર કરવા જવું પડે છે, તેમ આ પ્રસંગનો ભાસ થતો હતો તેમ કર્યા વગર બીજો ઉપાય હતો નહી રાતનો સમય હોવાથી સર્વત્ર અંધકાર વ્યાપી રહ્યો છતાં લાઇટથી ખચ્ચીત સામે માણસનું મોઢુ જણાઇ આવતું હતું. વરસાદના છાંટા ઉપરથી ઉમેરો કરી રહ્યા હતા. ગમે તે ભોગે એકકાને આજે પકડવાનો મેં નીશ્ચય કરેલો હોવાથી, તેમ આવતી કાલે એકકો સવારમાં દીલ્લી ઉપડી જવાનો વિચાર ધરાવતો હોવાથી, આ અંધકારને બીહીક શુ ચીજ છે. તે આ પ્રસંગે મેં તજી દીધા સર્વે ચોકકસ કર્યા પછી હું ૪૨ વાળા મકાનમા દાખલ થયો. બહાર એક માણુસ પહેરો ભરતા હોવાથી, તે મારા માણસો સાથે

કબજે કરી હું અંદર દાખલ થયો. નીચે જરા ગડબડાટ થવાથી ઉપરના લોકો જાગી ગયા હતા. ત્યાં તો મારી રીવોલ્વર છાતીને વીંધી આરપાર ઉતરવા તત્પર હતી. પછી શું ચાલે! એકકાને તેમ બાપ્પી મડળને હાથકડીઓ નાંખી હું આનંદના સાગરમાં ડુબકી જતો હતો. પોલીસને સ્વાધીન કરી. હું કનકપ્રભાની ખબર લેવા ગયો. બોલાવેલ મકાને અત્રે હું આવી લાગ્યો હતો. કનકપ્રભા ઉર્ફે મેલટ્રેન મદદગાર મારી વાટ જોઇ બેસી રહી હતી. મુલાકાત લીધા પછી મે સરવે હકીકત એક બાજુથી શરૂ કરી કનકપ્રભા આપે છેલ્લીઘડી સુધી મને મદદ કીધી છે. તેનો હું આભાર માનું છું. હું અગાડી બોલવા જતો હતો. એટલે વચ્ચમાંજ તે બોલી ઉઠી આપ મારો આભાર માનશો નહી મેં કંઇ વીશેષ કર્યું નથી. મારી ફરજ બજાવી છે. પુત્રી થઇ પીતાના ખુનીને શોધનાર ને નજીવી મદદ કરી તેમાં શું વીશેષ કીધુ! માટે મારા વખાણ કરો, એ યોગ્ય નથી. પરન્તુ તમોને હજાર ધન્યવાદ ઘટે છે. કેવી કેવી વીપત્તી ઓ પસાર કરી, એ બદમાસ એકકાને તમે પકડવામાં વીજય પામ્યા છો. તેમ, વીર લુટારો મેગુરના હાથમાંથી મો. કાન્તાની પુત્રીને બચાવવામાં આપે જે ભારે કોશીષ કરી હતી. તેનો આભાર માનવા મારી પાસે પુરતા શબ્દો નથી. પણ એટલું તો મારે કહેવુંજ જોઇએ કે, કેટલાક વરસોથી એ મડળને તેમ એકકાને કોઇ પકડી શક્યું નહી. તે આપ પકડવામાં વીજય પામ્યા છો. મારૂં વખાણ વધારે નહી ચલાવતાં હું વચમાં બોલી પડયો. એ કંઇ મેં વીશેષ કર્યું નથી ઉપાડેલું કામ પુરૂં કર્યું, તેમાં શું મેં વીશેષ કર્યું છે.

બીજે દીવસે વતમાન પત્રમાં ધૂમ પડી થઇ છે. અકાલનો એકકો પકડાયાના સમાચાર વાયુ વેગે પ્રસરી ગયાં કે, સર્વ લોકો છાપાઓ વાંચવામાં પોતાનો વખત પસાર કરી રહ્યા છે. તેઓ વાંચવામાં એટલા બધા લીન બન્યા છે કે, પાસે શુ થાય છે, તેનું પણ ભાન નથી. મોટા અક્ષરોથી નીચે પ્રમાણે લખેલું હતું.

## "મશહુર લુટારો" અક્કલનો એક્કો" પકડાયો, અથવા ભયંકર પંજાનો નાશ."

કેટલાક વરસોથી ભાવનગરની પોલીસ અક્કલના એક્કાને પકડવાના ઘણા પ્રયત્ન કરી રહી હતી પરન્તુ સર્વ પ્રયત્નમાં એક્કાનો ઉદય થયો હતો. આજે છ મહીનાની સખત શોધખોળમાં ડીટેક્ટીવ મસુદ હસન આ ગુપ્ત મંડળ તેમ અક્કલના એક્કાને પકડવામાં વિજય પામ્યા છે. તેનો મુકદમો તા. ૨૭ એપ્રીલે મુબઇની કોરટમાં ચલાવવામાં આવશે. માટે પબ્લીકને સાંભળવાની છુટ છે.



# પ્રકરણઃ—૧૧ મું.

## મુકરદમો.

મશહુર લુટારો અક્કલના એક્કાને પકડવાને બે અઠવાડીયા વીતી ગયા છે. લોકો ફાવે તેમ હવાઇ કીલ્લા બાંધવામાં પાછા હઠતા નથી. ત્યાં તો જોતજોતામાં ૨૭ તારીખ કેસનો દીવસ સામે આવી ઉભો રહ્યો. સવારથી મુંબઇની હાઇકોર્ટમાં મુબઇવાસીઓ જાણે મેળામાં કેમ જતા નહી હોય, તેમ કોર્ટના બારણે ભટકવા લાગ્યા. કે ઠેઠ છેક શહેર સુધીનો રસ્તો લોકોથી ચીકાર ભરાઇ ગયો હતો. કેદીની મોટર ક્યારે આવશે, અને એક્કો કેવો વીર લૂટારો છે તે જોવા લોકોમાં અશાન્તી ફેલાઇ હતી. સુર્ય આકાશમાં બીરાજમાન હતો. દીનકર પોતાના પ્રખર કિરણોથી સમગ્ર પૃથ્વીને તપાવી રહ્યો હતો. નવ વાગતાની સાથે કેદીઓની મોટર નામીત્ત પ્રમાણે બોડીગાર્ડો સાથે બંદોબસ્તથી કોર્ટના બારણે આવી લાગી મુંબઇવાસીઓથી કોર્ટ ચીકાર ભરાઇ ગઇ હતી. પરીણામ શુ આવે છે તે સાંભળવા લોકો આતુર થઇ રહ્યા હતા. કોર્ટના મેદાનમાં સખ્યાબંધ હભેલા લોકો દૃષ્ટીગોચર થતા હતા.

દક્ષાના ટકોરા વાગતાં વાર નહી લાગી હશે, એટલે તો નામદાર જજની સ્વારી આવી લાગી હતી. સાથે ડિટેકટીવ સાહેબના પણ દર્શન થતા હતા. જજે પોતાની બેઠક લીધા પછી, દાસીની જુબાની લેવા માંડી.

જજ–આ કેસમાં તારો પુરેપુરો સંબંધ હોવાથી ખરેખરી જુબાની દેવી પડશે

દાસી–નામવર મારો અપરાધ હું કબુલ કરૂં છું. હું અસલ આગ્રાની રહેવાસી છું. મારા માતપિતાના પરલોકવાસ પછી મારી ઉમર આસરે ૧૪ વરસની હતી કેટલાક મહીના વીત્યા પછી હું ભુખે મરવા લાગી. મારૂં કોઇ સગું વહાલું નહી હોવાથી હું લાચાર બની જ્યાં ત્યાં રખડવા લાગી સુભાગ્યે નગરશેઠ ચંદ્રસેનનુ ઘર મળી આવ્યું હતું. નગરશેઠને એક દાસીની જરૂર હોવાથી, તેમ મારી સ્થીતી જોઈ નગરશેઠે મને આશ્રય આપ્યો નગરશેઠની પુત્રીની સંભાળ રાખવાનું કામ મારે માથે હતુ. બે વરસ નહી વીત્યા હશે. પૈસાની લાલચમાં હું સપડાઇ. મારા આચરણ ખોટા થવા લાગ્યાં. નગરશેઠનો ઉપકાર હુ ભુલી ગઇ. મારા ભાગ્યનુ પાનું પલટાયુ. નગરશેઠના પુત્રે મને લાંચ આપી પોતાના પિતાનું ખુન કરવા કહ્યું. પરન્તુ હું એક સ્ત્રી હોવાથી આવો ભયજનક બનાવ બનવો અસમ્ભવીત હતો. મારૂં હૃદય ના કહેતું હતું. જેથી મેં એ કબુલ ના કહ્યુ. અફસોસ! બીજેજ દીવસે નગરશેઠનું ખુન થયાની ખબર સર્વે પ્રસરી ગઇ. મનમાં હું ભય પામવા લાગી. મને ખાત્રી હતી કે, હું પણ જરૂર ફસાઇ પડીશ. બીજે દીવસે આગ્રા જવાનો મેં નિશ્ચય કર્યો. પરન્તુ આગ્રા નહી જતા હું એકકાની ટોળીમાં ફસાઇ પડી હતી. મને કહેવામા આવ્યું કે. ટોળીમાં નહી જોડાય તો ખુની તરીકે પકડાવી દેવામાં આવશે. એટલે મારે જોડાયા વગર છુટકો હતો નહી. 'સુડી વચ્ચે સોપારી' જેવી હું ફસાઇ પડી હતી. જે કઇ મને મંડળ તરફથી કહેવામાં આવ્યું તે હું કહેવા લાગી હતી. વીશેષ હું જાણતી નથી.

જજે કેટલાક બીજા અમલના સવાલ કીધા પછી કેસરતની જુબાની લેવામાં આવી.

જજ–તારૂં નામ શું છે ?

અપરાધી–નામવર, મારૂં નામ કેશરત છે. હું નગરશેઠની નોકરીમાં લગભગ ચાર વરસથી હતો. નગરશેઠનું ખુન થયા પછી જોર જુલમથી મને એકકો પોતાના મંડળમાં લઈ ગયો હતો દાસીને લઇ જવામાં આવેલી હોવાથી, મને પણ લઇ જવામાં આવ્યો. કારણકે દાસી સાથે મારો નીકટનો સંબંધ હતો. મને સંપુર્ણ ખાત્રી હતી કે કોઇપણ દીવસે મંડળનુ પરીણામ બુરૂં આવશે. જેથી મંડળમાંથી છટકવાના મેં ઘણા પ્રયત્ન કર્યા. પરન્તુ સર્વ નીષ્ફળ નીવડયા. આખરે નીરાશ થઇ હુ ત્યાંજ પડી રહ્યો જે કંઇ મેં કર્યું છે. તે એકકાના કહેવાથીજ થયું છે. વીશેષમાં કહીશ કે હું તદન નિર્દોષ છુ. કેસવનની જુબાની લેવાઇ ગયા પછી એકકાની વારી આવી લાગી કોર્ટમાં લોકો દર્શન કરવા આકુળ વ્યાકુળ થઇ રહ્યા હતા. એકકાને પીંજરામાં ઉભો કરવામાં આવ્યો. એકકાનો ચહેરો આ પ્રસગે શાંત જણાતો હતો. [નીચે મુજબ જજ સાથે સવાલ જવાબ થવા લાગ્યા]

જજ–એકકા તારૂં નામ શું છે.

અકકલનો એકકો–નામવર, મારૂં ખરૂં નામ હરીચંદ્ર છે. મારા પીતાજીનું નામ ચંદ્રસેન અથવા નગરશેઠ.

જજ–તારા પોતના પીતાનુ ખુન કરવામાં શું ભેદ સમાયલો છે. તારૂં હ્રદય ચલ્યું કેમ ? તારા પીતા સીવાય બીજા કેટલા ખુન તેં કર્યાં છે.

એકકો–નામવર મનુષ્યની ચઢતી પડતી છે. મનુષ્ય ધારે છે શું પણ ત્યાં તો કઇ બીજોજ રંગ જામે છે. એ મારો વાંક નથી પરન્તુ ઝમાનાની બલીહારી છે. મનુષ્યને જ્યારે સોબતે અસર થાય છે. ત્યારે તેને પોતાને કંઇપણ ભાન રહેતું નથી. ગમે તે ઉચ હોય

કે નીચ હોય તેમાં આનંદ માને છે, તેજ સ્થિતિ મારી આજે થઇ છે. ખરેખર હું ભયંકર અપરાધી છું, છતાં મારા પોતાના પીતા સીવાય મેં કોઇનું પણ ખુન કર્યું નથી. વીશેષમાં સવાલ કરવા પહેલાં હું સર્વ હકીકત આપ નામવર અગાડી રૂપે વૃતાંત કહીશ.

હું ચંદ્રસેન નગરશેઠનો પુત્ર છું. જ્યારે મારી ઉંમર ૧૨ વરસની હતી ત્યારથી હું દીલ્હી જોવા અરથે ગયો હતો. મારા પીતા ધનવાન હોવાથી શીક્ષણ લેવામાં મને વાંધો ન હતો. મારા જેવા કમનસીબને અગાડી વધવાનું ક્યાંથી ગમે! બે વરસ નહી વીત્યા હસે કે, મુંબઇ આવવાનો મં દૃઢ નિશ્ચય કર્યો.

દીલ્હીથી નીકળવા પહેલાં મારા પીતાને કાગળ લખી પૈસા મંગાવવાની જરૂર હતી. પૈસા મળવાને બીજેજ દીવસે હું મુંબઇ આવી લાગ્યો, મારી પાસે પુષ્કળ પૈસા હોવાથી જ્યાં ત્યાં ને દોસ્તની સાથે સંબંધ જોડાયો. ખુલ્લા હાથે મેં પૈસો ઉડાવવા માંડયો. મુંબઇ આવી મારા પીતાના ઉપર બનાવટી કાગળ લખી મેં ઠગ્યો હતો. જોતજોતામાં વરસ પસાર થઇ ગયું. હતું, મારા તરફથી કંઇ પણ વધુ હકીકત નહી મળવાથી, મારા પીતા મારા શું વેપાર ચાલે છે, તેની તપાસ કરવા મુબઇ આવ્યા હતા. મારા દોસ્તો સાથે મોજમજા ઉડાવવામાં હું નીમગ્ન હતો, એટલે પીતાની સાથે મુલાકાત થાય કેમ! મારી મુલાકાત નહી થવાથી, નીરાશ થઇ, તે પાછા વળ્યા હતા. કેટલીક જરૂરની બાતમી મળી આવવાથી ત્રીજે દીવસે મારા ઉપર કડક કાગળ આવ્યો હતો પૈસા પણ આ પ્રસંગે ખુટી ગયા હતા. બીજી તરફ મારા કાવત્રા ખુલ્લા પડી જવાથી ઘેર ગયા વગર બીજો ઉપાય ન હતો. બીજે દીવસે ઘેર જવાની મેં તૈયારી કરી, ઘેર આવ્યો. પછી હું ઠપકા લાયક થયો પરન્તુ મારી ઉડાવેલી મજાને નહી ભુલતાં, હું મનમાં આનન્દ થતો હતો. મને ખાત્રી થઇ ગઇ હવે પછી એક પાઇની

પણ આશા રાખવી વ્યર્થ છે. અઠવાડીઆ પછી કેટલાક બદમાસો સાથે મારો સંબધ જોડાયો ચોરી વગેરેનો ધધો કરવા હું શીખ્યો. મારા મગજમાં એક નવો વીચાર ઉત્પન્ન થવાથી મેં તરતજ એક ગુપ્ત સ્થળ શોધી કાઢયું હતુ મંડળ જમાવી હું સર્વેનો ઉપરી બન્યો. મારા સાથીઓ મારી અક્કલને શાબાસ કહેવા લાગ્યાં. ને મારૂં નામ ત્યારથી અક્કલનો એક્કો પાડવામાં આવ્યુ માલદારને સરકારી ખાતામાં ધાડ પાડવામાં હમે બાકી રાખ્યુ નથી ને કેટલાક ગ્રથોના ધનને વેરાન કરી નાંખ્યા છે. એનુ વધુ વર્ણન કરવામાં મારી જીભ ઉપડતી નથી. પરન્તુ મારા પીતા સીવાય મેં કોઇનું ખુન કર્યું નથી એવાજ કાર્યમાં ૪ ચાર વરસ વીતી ગયા પછી અચાનક ફ્રેન્ચનો વીર લુટારો મેકયુરની સાથે દોસ્તી થઇ લુટારો લુટારાની સાથે દોસ્તી બાધે તે આશ્ચર્ય થવા જેવુ કશું નથી. બાહોશ લુટારા સાથે મારો સંબધ જોડાવવાથી મારી હીમતમાં વધારો થયો. વીલમાં મને તદ્દન બાતલ કર્યાથી મારા પીતનું ખુન કરી સર્વ હાથ કરવાનો મેં દ્રઢ નીશ્ચય કર્યો. મેકયુરની પુરેપુરી સલાહ હોવાથી સેજમાં કરાવાની મદદ મળી. દાસી મારા હાથમાં હોવાથી કામ પાર પડવાની ખાત્રી થઇ ચુકી હતી. પણ હીંમત નહી આવવાથી મે પોતે માથે લીધું હતુ.

બનવાનું શું હોયને કયો રંગ બદલાવ છે. એ કુદરત પર આધાર છે. બીજે દીવસે મેકયુર વીપત્તોમાં આવી જવાથી મારાથી છુટો પડવા વગર છુટકો નહોતો. રંગેલી બાજી નહીં જવા દેતા મેં હીમત બાંધી હતી. તેજ રાતના નગરશેઠનું ખુન કર્યું. બીજી રીતે કહું તો મારા પોતાના પીતાનો નાશ કર્યો. ડીટેકટીવ મસુદ હસનને જણાવી ઇન્સ્પેકટર દેવપ્રસાદને કમીશનરનો બનાવટી તાર કર્યો. ઇન્સ્પેકટર દેવપ્રસાદને કાનપુર પોલીસ સાથે મોકલનાર હું પોતેજ હતો. એમ કરવાનું કારણ આપ સમજી તો ગયા હશો. છતાં મારે જણાવ્યા વગર છુટકો નથી. જો ઇન્સ્પેકટર દેવપ્રસાદ પોતાના સ્ટાફ સાથે આવી

જાય તો તો નગરશેઠનું કાર્ય કરવામાં હું ફાવી જાઉંશ. ઇન્સ્પેક્ટરના મુકી ગયલા પોલીસને બેહોશ બનાવી તેના કપડાં પહેરવામાં પણ હું વીજય પામ્યો. જેથી ડીટેક્ટીવ સાથે જવામાં કંઇ નડયું નહીં ગમે તે કામ નીમેલે વખતે કરતો હોવાથી ઠરાવ પ્રમાણે પોલીસના કપડા ઉતારી હું જાહેર થયો હતો મારૂં કાર્ય પાર પાડયા પછી ડીટેક્ટીવને ખુરસી સાથે બાંધનાર હુંજ હતો. બીજા દીવસે દાસી અને કેશવનને હું જોરજુલમથી લઇ ગયો. ને મંડળમાં રાખ્યા. કારણકે દાસી મારી કેટલીક બાતમીઓ જાણતી હોવાથી મારે લઇ જવા વગર છુટકો હતો નહીં. ડીટેક્ટીવ મકુંદ દાસીની શોધમાં ફરતા હોવાથી દાસીની શોધ નહીં થાય તેના ઉપાય કરવા લાગ્યો. દાસીની જેવીજ એક ડોસી મરી ગઇ હતી. તેને દાસીના સર્વ કપડા પહેરાવી દાસીનું ખુન થયાની અફવા ઉડાડી. ડીટેક્ટીવ મકુંદને ઠગી શક્યો હતો.

કોર્ટમાં ચારના ટકોરા પડી ચુક્યા હોવાથી જજે બાકીની જુબાની આવતી કાલના મુલતવી રાખી હતી કેદીઓને બંદોબસ્ત સાથે જેલમાં લઇ જવામાં આવ્યા. મુંબઇવાસી જાણે કેમ મેલામાંથી ઘેર જતા હોય તેમ બરખાસ્ત થવા લાગ્યા આવતી કાલ કયારે થશે. અને પરીણામ શું આવશે તે સાંભળવા આતુર બન્યા હતા. જોતજોતામાં સાંજ પડી ગઇ સત્વરે અંધકાર વ્યાપી રહ્યો રાતના દશ વાગી ગયા. છતાં મુંબઇ ધમાલથી થાકયુ નથી. પરન્તુ આખા દીવસની હાડમારીના લીધે ગમે તેવા માણસને પણ બે કલાક આરામ લેવા વગર છુટકો નથી. તે ટુંક સમયમાં શાન્તી દેવી પોતાનું કાર્ય ચલાવવા લાગી. પણ તે કયાં સુધી ટકી શકે ! ત્રણ વાગતાની સાથે. લોકોની ધમાલ ચાલવા લાગી સવારનો પોહોરતાં તો મુંબઇમાં પુરજોસ આવી લાગ્યું. અધુરામાં પુરૂં આજે પ્રખ્યાત અકલના એકાની બાકીની જુબાની નો દીવસ હતો એટલે પુછવુંજ શું મુંબઇવાસીઓ કામ ધંધાને બાજુએ મુકી કેસ સાંભળવા આતુર બન્યા હતાં. નીયમસર કોર્ટના

દરવાજા ખુલ્લતાની સાથે, કોર્ટ ચીકાર ભરાઇ ગઇ જજની સવારી આવી લાગતાં જ દોબસ્ત સાથે કેદીઓની સવારી પણ આવી લાગી. હતી. એકકાએ પોતાની બાકીની જુબાની ચાલુ કરી.

નામદાર–મને ખાત્રી થઇ ગઇ હતી કે, બાહોસ ડીટેકટીવ મારો પીછો લીધા વીના મુકશે નહી. જેથી, ગમે તે ભોગે વીલ મેળવવામાં હું આતુર બન્યો હતો. વીલનો કંઇ પણ પત્તો નહી લાગવાથી મેં કનકપ્રભાને ઉપાડી જઇ, વીલ દીનસાની પાસેથી વીલ નહી મળવાથી, મારા ગુસ્સાનો પાર રહ્યો નહી. જેથી, નગરશેઠનું મકાન બાળીને ભસ્મભુત કરવા હું તૈયાર થયો, અને તેજ રાતના મી. કાન્તાની બેન્કમાં વીલ મેળવવાના કાવત્રા રચ્યા. સુભાગ્યે આગલે દીવસે મેકયુર મને આવીને મળી ગયો હતો. જેથી, બેન્કમાં લુટવામાં હુ સારી રીતે ફાવી શકયો. તીજોરી તોડી વીલ મેકયુરના હાથમાં આવવાથી મેં વીલ સોંપવાની તેણે ના પાડી. હમારા વચ્ચે કેટલીક ઝપાઝપી થયા પછી, તે વીલ લઇ છટકી જવા પામ્યો હતો. મારી આશાઓ નીરાશામાં મળી ગઇ. ગમે તેમ મેકયુરને પકડી વીલ હાથ કરવાનો મેં દૃઢ નીશ્ચય કર્યો. ને પ્રતીજ્ઞા લીધી કે જ્યાં સુધી મેકયુરને નહી પકડુ ત્યાં સુધી મારૂં પોતાનું કંઇ પણ કામ કરવું નહી. અઠવાડીઆ પછી વર્તમાન પત્રમાં મેં વાચ્યું કે મેકયુર પકડાયો છે જેથી હું નીરાશ થવા લાગ્યો. તે દીવસે મે ડીટેકટીવ મસુદ હસનના ઉપર પત્ર લખ્યો. કે મારી પ્રતીજ્ઞા પુરી નહી થવાથી, હું મેકયુરને સરકારના સ્વાધીન રહેવા દઇશ નહી તેમ કેસના દીવસે મેકયુરને કડાવી જઇશ. કેસના દીવસે હું મેકયુરને મુકત કરી શકયો નહી. પરન્તુ બીજે દીવસે હું ફાવી ગયો હતો મારી પ્રતીજ્ઞા પુરી થઇ હતી. મેકયુરને ફ્રેન્ચ સરકારને સોંપી ઇનામ નહી લેવાનું, કારણ એટલુંજ કે કદચ હું પકડાઇ જાઉ તો એક બદમાસ લુટારાને દેશમાંથી કાઢી હકદાર સરકારને સોંપવાથી, મારા ભાગ્યમાં કંઇક ઓછી

સજા થવાનો મારો ઉદેસ હતો તેમ હું તેજ વિચાર ધરાવું છું પછી આપ નામદારની મરજી ખરેખર હું ખુની છું. અપરાધી છું સજાને લાયક છું.

જજ—ગુપ્ત મંડળમાં કનકપ્રભાના કપડા પહેરાવી લાસને મુકી જવાનો શો હેતુ હતો?

એકકો—કનકપ્રભાને લઇ જવામાં સેહ થઇ પડે. અઠવાડીઆ અગાડી એ લાસને એક ઘરમાં હું લાવ્યો હતો. બીમારીના લીધે એનું મરણ નીપજ્યું હતું, મારી પાસે ડૉકટરનું સર્ટિફીકેટ પણ છે માથું કાઢી લેવાનો હેતુ એ હતો કે કનકપ્રભાની ખાત્રી થાય. કારણ કે એ ઓરતને કનકપ્રભામાં ઘણો ફેર હતો. પરન્તુ મારી આશાઓ મને કામ લાગી નહી. અઠવાડીઆ પછી કનકપ્રભા મારા પંજામાંથી છટકી જવા પામી હતી.

જજ-તું ખરેખર અપરાધી છે. પરન્તુ કાયદાને અનુસરી હું તને સજા ફરમાવીશ ને મેકયુરને ફ્રેન્ચ સરકારને સ્વાધીન કરી જેથી ફાંસીની સજામાથી તું છટકી જાય છે. પણ બીજા ગુન્હા તને લાગુ પડતાં હોવાથી તને ભયકર સજા કરવાનું કાયદો કહે છે. વાંચક નીચે પ્રમાણે સજા કરવામાં આવી હતી.

અકકલનો એકકો અથવા હરીચંદ્રને કાળાપાણી દેશનીકાલ, કેસવનને બે વરસની સખત કેદ, બાકીના મંડળના માણસોને જન્મ કેદ, આ પછી કોર્ટ બરખાસ્ત થઇ હતી. પરન્તુ અજબ છે કે વર્તમાન પત્રે નીચે પ્રમાણે તાજો અંક બહાર કાઢયો મોટા અક્ષરથી લખ્યું હતુ કેઃ—

## એકકાના ગોતમ ગોત.

કોર્ટમાં કેસ થયા પછી અકકલના અકકો કેદીની મોટરમાંથી જેલ પહોચતા પહેલાં છટકી ગયો છે. હજુ સુધી પત્તો લાગ્યો નથી. મહા મુશ્કેલીથી પકડાયલો એકકો એવી રીતે છટકી જવા પામ્યો છે. મુંબઇની પોલીસ તનતોડ મહેનત કરી રહી છે. શું એકકો પકડાશે નહી? ત્યારે એકકાનું શું થશે, જો નહી પકડાશે તો?

**બીજો ભાગ તૈયાર થાય છે.**



( અથવા ભયંકર પંજો



ત–ચૌટાના પુલ ઉપર ટાંકી પાસે "શંકર" પ્રીન્ટીંગ
સમાં નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે ડારનેલ
તાલ)ના સુલેમાન કાસમજી શેખભાઇ માટે છાપી.

